શ્રી

# સૌભાગ્ય-લક્ષ્મી

[ નાટક. ]




લેખક તથા પ્રકાશક:

મણિલાલ જીવરામ ગાંધી, [illegible]

[ [illegible] ]


કીંમત ૦-૮-૦.

શ્રી

# સૌભાગ્ય-લક્ષ્મી

[ નાટક ]



લેખક તથા પ્રકાશક

**મણિલાલ જીવરામ ગાંધી, જાદરકર.**

[અભિમન્યુનું યુદ્ધગમન, વસંત સુંદરીના [illegible] અતિ[illegible]નાં]

કીંમત ૦—૮—૦



# અર્પણ પત્રિકા.

(હરિગીત)

ઝાલી સુકાન જીવનતણું આપત્તિમાં રક્ષા કીધી
કરવા સફળ, ભવનકર, દીધું જ્ઞાન-દાન કૃપાનિધિ
તવ પુનિત ચર્ણ સરોજમાં ઉલ્લાસથી અર્પું કૃતી,
વિનતિ કરૂ, કરજોડીને સ્વિકારજો મહિપતી

લી

કૃપાભિલાષી કિંકર

**મણિલાલ જીવરામ ગાંધી જાદરકર.**



# પ્રસ્તાવના

અવિનાશીની અનન્ય કૃપાથી આજે હું નિર્વિઘ્ને "સૌભાગ્ય-લક્ષ્મી ' નામક નાટક આર્ય બંધુઓના કરકમળમાં મૂકવા ભાગ્યશાળી થયો છું, એ માટે સૌથી પહેલાં એ અનાથો-ના નાથનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

હિંદમાં આજકાલ સર્વત્ર જાગૃતિનો પવન ફૂંકાય છે. પ્રમા-ણિકતા, સત્ય, શૌર્ય, વિદ્યા, કળા ઇત્યાદિના અભાવે ગૌરવાન્વિત થએલી માતૃભૂમિના નેત્રમાં અશ્રુ શા માટે રેડાય છે? એ પ્રશ્નનું માતૃભક્ત હૃદયોમાં નિરંતર ચિંતન થાય છે. પશ્ચિમની પ્રાણઘાતક મોહકતામાં અંધ બનેલ, હવે એ મોહકતાની ઝેરી અસરનું પરિણામ સમજતા જાય છે. એ ભારતના ભાવિ વિજયનું એક ઉજ્જવળ ચિન્હ છે અને એ ચિન્હને ઉન્નતિનું મૂર્તિમંત સ્વરૂપ બનાવવા યુવાનવર્ગે ભાવી પ્રજાના અંતર, ઐક્યની પ્રભાથી પ્રકાશિત બનાવી, તેમાં સ્વદેશ પ્રેમના દિવ્ય મનોરથનું માધુર્ય રેડવું જોઇએ. "વિદેશીઓના, ખોટા મોતીની માફક ચમકતી ટાપટીપનું અનુકરણ

કરવાથી નહિ, પરંતુ નષ્ટ થએલી પ્રાચીન વિદ્યા-કળા અને પુનિત પ્રણાલિકાઓના પુનરોદ્ધારમાંજ સમગ્ર દેશનું કલ્યાણ સમાએલું છે" એ સિદ્ધાંતનું યથાર્થ પાલન થાય એવા પ્રસંગના નિરૂપણનો પ્રબંધ કર્યો તેઓએ

ગોહ્યની પ્રવૃત્તિઓમાં સાહિત્ય-સેવા એ પણ એક અગત્યનું કાર્ય છે કારણ કે અનિતીનું ઝેરી વાતાવરણ નિર્મુળ કરી, સત્ય, સદાચાર અને શાંતિનો પાઠ શીખવનાર સુવાસિત પુષ્પો સાહિત્યના બગીચામાંજ ખીલે છે ' એ સુત્ર પ્રમાણે મ્હારો આ નવું પ્રયત્ન વાચકબંધુઓને કઇક અંશે પણ રૂચિકર લાગશે તો હું મ્હને કૃતકૃત્ય થએલો માનીશ

પ્રસ્તુત નાટક પ્રકટ કરવામાં માનનિય મિસ્ત્રિ ગિરધરલાલને અનતી સ્હાય કરી, મ્હારા પ્રત્યે અનન્ય પ્રેમની લાગણી પ્રદર્શિત કરેલી છે તેઓ ઉત્તમ પ્રકારનું ફર્નિચર બનાવે છે તેમજ હુન્નર કારિગીરીની પ્રતિદિન વૃદ્ધિ થાય એવા તન, મન અને ધનથી સદૈવ પ્રયત્ન કરે છે સાહિત્ય પ્રત્યે પણ તેઓ, આવો અનુપમ પ્રેમ ધરાવે છે એ જોઇ સ્વાભાવિક રીતેજ અંતર આનંદથી ઉભરાઇ જાય છે તેમની આવી ભવ્ય ભાવનાઓ અવિચલ રહો, એવી પ્રભુ પ્રત્યે મ્હારી નમ્ર વિનતી છે

આ ઉપરાંત ગાબટનિવાસી શ્રીયુત મણિલાલ શામળદાસ, કેશવદાસ કાળીદાસ, મિસ્ત્રિ અંબાલાલ, પીઝનિવાસી શ્રીયુત ચતુરભાઈ પટેલ, સરસોલીનિવાસી શ્રીયુત હરગોવિંદદાસ કાશીદાસ શાહ તથા દેવકરણના મુવાડાનિવાસી શ્રીયુત જેઠાલાલ ન્યાલચંદ વગેરે સ્નેહીબંધુઓ કે જેઓ ચિર સમયથી મ્હારી સાહિત્યસેવાજન્ય પ્રવૃત્તિ પ્રતિ પુર્ણ દિલસોજી બતાવી રહ્યા છે, તેમનો આ સ્થળે અંતઃકરણપૂર્વક ઉપકાર માનવો એ મ્હારી ફરજ સમજું છું

છેવટે, હિંમતનગર પ્રેસના મૅનેજર શ્રીયુત નરસિંહભાઈ દેવચંદ બહેરા, કે જેઓ મ્હારા પરમ મિત્ર છે, અને મ્હારા પ્રત્યે સદૈવ સ્નેહની લાગણી ધરાવે છે, તેમનો પણ આ સ્થળે હૃદયપુર્વક ઉપકાર માનું છું અને તેમના જીવનમાં યશ અને લક્ષ્મીની અભિવૃદ્ધિ કરવા અવિનાશીને અનન્ય ભાવે પ્રાર્થના કરૂં છું

ગાબટ, એ. વી. સ્કૂલ<br>માગશર કૃષ્ણ ચતુર્દશી<br>વિક્રમાર્ક ૧૯૮૧

મણિલાલ જીવરામ ગાંધી જાદરકર.



# બે બોલ.

શ્રીયુત મણિલાલભાઇ તરફથી 'સૌભાગ્ય-લક્ષ્મી' નાટકના છપા-એલા 'ફૉર્મ' મને વાચવા મળ્યા હતા, જે ઉપરથી મને સ્વાભાવિક રીતે બે શબ્દ લખવાની ઇચ્છા થાય છે

આજકાલ આપણે ત્યા રગભૂમિ પર જે નાટકો ભજવાય છે તેમાનુ ભાગ્યેજ કોઇ નાટક એવુ હશે જે નાટ્યશાસ્ત્રની કસોટીએ ઉત્તમ જણાય ખરૂ, એમ છતા પણ જો તેઓ જનસમાજના હૃદય પટ પર નીતિ-ધર્મની છાપ પાડતા હોત, આદર્શ ગૃહસ્થાશ્રમનુ ચિત્ર અકિત કરતા હોત તો એટલા પુરતી પણ તેમની ઉત્તમતા લેખાત અત્યારે તો એવી જાતના ભાવપ્રચુર નાટકો પણ જવલ્લેજ દૃષ્ટિગોચર થાય છે આ નાટકમા એવી જાતના ઉચ્ચ ભાવો લેખકે ઘણી ખુબીથી ચીતર્યા છે એ જોઇ હર્ષ થાય છે

ભારતવર્ષ જેવો આદર્શ ગૃહસ્થાશ્રમ દુનિયાના કોઇ વિભાગમા ન હતો અને નથી જગતનુ પ્રાચીન સાહિત્ય એની સાક્ષી પૂરશે. જેમા આર્ય સસ્કૃતિની સપૂર્ણ છાપ છે, જેમા આદર્શ ગૃહસ્થાશ્રમનો સર્વાંગ સપૂર્ણ ચિતાર આપવામા આવ્યો છે, જેમા આખા ભરતખડનુ હૃદય વ્યક્ત થાય છે, એવા રામાયણ, મહાભારત આદિ મહાકાવ્યોની—કહો, કે ધર્મશાસ્ત્રોની તુલનામા આવે એવા જગતની

અદ્ભુત કેટલા કાવ્ય છે? આ બે કાવ્યોમાથી નીકળેલી આર્ય સંસ્કૃતિની સુગન્ધિ અખંડ ભૂમંડલના હૃદયને રસપૂર્ણ કરી નાખે છે, તેની શુષ્કતા ટાળી નાખે છે કાળીદાસ, ભવભૂતિ આદિ ભારતના મહાન્ કવિઓએ ગુંથેલા મહાકાવ્ય, નાટકોમા આત્મારૂપે વિલસતુ, એમને રસભરિત કરતુ વસ્તુ ઉપરોક્ત બે કાવ્યોમાથીજ લેવામા આવ્યુ છે

આ નાટકનુ વસ્તુ જો કે કલ્પિત છે, છતા તે ઉપરોક્ત કાવ્યોમા વર્ણવાએલ વસ્તુને કેટલેક અંશે અનુસરે છે એમ સ્પષ્ટ જણાયા વિના રહેતુ નથી ઉપરના કાવ્યોમા વર્ણવાએલા વિશુદ્ધ ચરિત્રની, એમાના કેટલાક આદર્શભાવોની છવિ સ્વલ્પાંશે પણ આમા પ્રતિફલિત થતી જોઇ શકાય છે અને તે પણ ધ્રુજતી કે અસ્ફુટ નહિ, પણ સ્થિર અને સ્ફુટ જણાય છે

ચાર આશ્રમોમા પ્રધાનપદ તો ભારતે ગૃહસ્થાશ્રમનેજ આપ્યુ છે વેદ એનુ પ્રમાણ છે આદર્શ ગૃહસ્થાશ્રમ સેવી ગૃહસ્થાશ્રમી પ્રભુ-પદ પામે છે, એમાજ ભારતીય શાસ્ત્રોની મહત્તા છે ગૃહસ્થાશ્રમ રૂપ દિવ્ય રથના બે પૈડા સ્ત્રી-પુરૂષ છે એ દિવ્યરથ તેના ચક્રરૂપ ગૃહસ્થાશ્રમી યુગલની પવિત્રતાથી, સુશીલતાથી, ધર્મમય વ્યવહારથી અને પ્રભુમય જીવનથી અવ્યાહત ગતિએ પ્રયાણ કરતો પરમધામમા નિર્વિઘ્ને પહોચી જાય છે. પણ આ દિવ્યરથનો માર્ગ કંઇ સરલ નથી તેમા ઘણાએ ખાડા-ટેકરા છે, વચ્ચે ખડકો અને ડુંગરોના તોટા નથી કંટકતો સ્થળે સ્થળે વેરાએલાજ છે આ બધા વિઘ્નોથી દિવ્યરથ પરીક્ષાર્થ દોલાયમાન થાય છે, કોઇ કોઇ વાર તો ભાગી જવાની અણીપર પણ હોય છે, પણ તેના ચક્રો જો સુદૃઢ હોય તો આવા બારીક પ્રસંગે પણ એ રથને હાનિ થવાનો ભય નથી ”

પવિત્ર જોડુ પોતાની સુશીલતાથી જગતને સ્વર્ગ બનાવે છે, અને એ સ્વર્ગમા કલ્પવૃક્ષ ઉછેરી તેના અમૃતમય ફળોનો પોતે સ્વાદ લે છે અને બીજાઓને એ સ્વાદ ચખાડી તેમના હૃદયને સજીવન-ઉલ્લાસ-ઉત્સાહિત કરે છે

લગ્ન એટલે પ્રેમી હૃદયોનુ સગઠન,-સમાનશીલ યુક્ત સ્ત્રી-પુરુષની મૈત્રી, લગ્ન તુચ્છ વિષયોપભોગમાટે નથી લગ્ન તો ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચારેય પુરુષાર્થો સિદ્ધ કરી પ્રભુપ્રાપ્તિ માટે છે આ સસારના પ્રયાણમા એક કરતા બે ભલા મૃદુતા પ્રેમ-ઇત્યાદિ ગુણોથી સ્ત્રી, પુરુષની ન્યૂનતા પૂરે, અને પુરુષ પોતાના પરાક્રમ આદિ ગુણોથી સ્ત્રીની ન્યૂનતા પૂરે સસારમા પોતાને સ્વાર્થ અભિન્ન માની, એકબીજાના સહાયક બની, આનદ અનુભવતા દંપતી પોતાની ઉત્ક્રાન્તિ કરે લગ્ન ગાંઠથી જોડાતા સ્ત્રી-પુરુષ અગ્નિ, બ્રાહ્મણ અને ગુરુજનની સમક્ષ પોતપોતાનાં કર્તવ્યોની પ્રતિજ્ઞા કરે છે. પાશ્ચાત્ય પદ્ધતિ પ્રમાણે અહીં છુટાછેડા થઇ શકતા નથી અહીંતો દંપતી હાર્દિક સ્નેહથી જન્મ જન્માન્તરને માટે જોડાય છે તેથી અન્ય દેશોની પેઠે અહીં છુટાછેડા થઇ શકતા નથી અને જ્યા એવુ બનતું હોય ત્યાના લગ્નને આપણે લગ્ન કહી શકીએજ નહિ

હાર્દિક સ્નેહથી જોડાયલા દંપતીમા ગમે તે સજોગોમાં પ્રભુ પ્રેમ વિષે શંકા ઉપસ્થિત થાયજ નહિ 'પ્રેમની પરીક્ષા પ્રેમથી કરવી' એવુ તો ભરતનું સૂત્ર છે જીવનમા પ્રેમી યુગલના પ્રેમની અનેકવાર કસોટી થાય છે, પણ વિશુદ્ધ પ્રેમ તો એથી અનેકગણો વધે છે વિશુદ્ધ પ્રેમી હૃદયોમા પ્રેમપ્રભુ નિત્ય બીરાજતો હોઇ તેમને દુખ, શોક કે ચિન્તા કોઇ કાળે ઘેરી શકતા નથી ત્રાસ કરી શકતા નથી

આવા પ્રેમી યુગલના હૃદયમાંથી નીકળતો પ્રેમ ઝરો તેમની આસ પાસના મનુષ્યોના હૃદયોને પણ પ્રેમપૂર્ણ કરી દે છે તેઓ સર્વને ચ્હાય છે, સર્વ કોઈ તેમને ચ્હાય છે જગતનું તેઓ પરમ કલ્યાણ સાધી શકે છે, તેમનો વ્યવહાર સર્વને આદર્શરૂપ નીવડે છે

આ વિશુદ્ધ પ્રેમના ઝરાનું મુળસ્થાન તો સ્ત્રી-હૃદયજ છે ત્યાંથી એ ઝરો ઉત્પન્ન થઈ પુરૂષના હૃદયને પ્રેમથી ભરી નાખે છે સ્ત્રી અચ્છેદ્ય પ્રેમતંતુથી પોતાના હૃદયને પુરૂષ હૃદય સાથે સીવી નાખે છે પછી એ હૃદયો ભિન્ન થઈ શકતા નથી સ્ત્રીને ભલે અબળા કહો, પરંતુ તે પ્રેમથી તો સબલ પુરૂષોને પણ હરાવે છે તે પ્રેમથી પુરૂષ હૃદયને હસાવે છે, વિકસાવે છે, ઉત્કંઠિત કરે છે અને ઉચ્ચ ભૂમિકા તરફ લઈ જાય છે પ્રેમથી એ ગૃહદેવી પોતાના ગૃહરાજ્યને પ્રેમરાજ્ય બનાવે છે તે એજ પ્રેમથી પોતાના સંતાનોને સુસંસ્કારી બનાવે છે દુષ્ટને એ ચંડિકા જેવી જણાય છે પુરૂષમાં વસતા જડ ભાવરૂપ મહિષાસુરનું એ મર્દન કરે છે, માટે તે મહિષમર્દિની કહેવાય છે એ કાલે પણ તેના હૃદયમાંથી જરાએ પ્રેમ ક્ષીણ થતો નથી એક કવિએ સ્ત્રીના સ્વરૂપનો ખ્યાલ બહુ સુદર રીતે આપ્યો છે તે કહે છે, " સ્ત્રી કાર્યોમાં મંત્રી જેવી, આજ્ઞા ઉઠાવવામાં દાસી જેવી ભોજન સમયે માતા જેવી, શયન સમયે રંભા જેવી, મનને અનુકૂલ, ક્ષમામાં પૃથ્વી જેવી અને સુશીલતાથી કુળનો ઉદ્ધાર કરનારી છે " આવી સ્ત્રીઓ હોય તે ઘર સ્વર્ગ જેવુંજ બની રહે છે જે દેશમાં આવી સ્ત્રીઓ હોય તે દેશ પણ આબાદ થાય છે તેના સંતાનો વિષે તો પૂછવુંજ શું ?

પ્રસ્તુત નાટકમાં નાયક અને નાયિકામાં ઉપરોક્ત ગુણો દેખા દે છે અનેક આપત્તિઓમાં તેમનો પ્રેમ અખંડ રહે છે, કેમકે તે

પ્રેમ સ્વાભાવિક છે હાલના ગઝ્યોના અધિકારીઓનુ દિગ્દર્શન પણ નાટકના એક પ્રવેશમા કરાવ્યુ છે પિતાએ લોભથી પુત્રને ઘરથી કાઢી મૂકયો તો પણ પુત્ર પિતાનો સ્નેહ ભૂલ્યો નથી, તેમ નથી તો પિતાની સામે તેણે માથુ ઉચકયુ એ પ્રસગ બાળકોને ધડો લેવા જેવો છે સ્ત્રીઓ ભિરુ કહેવાતી છતા કાર્ય પ્રસગે સાહસ, નીડરતા અને વિવેક બુદ્ધિ કેવી કુશળતાથી વાપરે છે એનો સરસ ચિતાર પણ નાટકમા આપ્યો છે ખાસ કરીને ગૃહસ્થાશ્રમી સ્ત્રી–પુરૂષો ધડો લઇ શકે એવા પ્રસગો નાટકમા રજુ કર્યા છે

નાટકની ભાષા સસ્કારી છે, કાવ્યો પણ ભાવભર્યા અને રસિક છે એકદરે લેખકનો પ્રયાસ સ્તુત્ય છે હુ ઇચ્છુ છુ, કે તેઓ હવે પછી ઐતિહાસિક નાટક લખે તો તેથી સાહિત્યની સેવા સાથે જનસમાજમા નવચેતન પણ રેડી શકે લોકો જો આવા સાહિત્ય પ્રતિ અભિરુચિ ધરાવતા થાય તો અવશ્ય લેખકના ઉત્સાહને વેગ મળે અને તેઓ સાહિત્યમા પોતાની પ્રગતિ કરતા જાય, જેના પરિણામે સાહિત્યરૂપ કલ્પવૃક્ષના દિવ્ય પુષ્પોના પરિમલથી સમાજના અત કરણ પ્રફુલ્લ અને–વિકસે પ્રભુ લેખકના એ અભિલાષને સફળ કરો

તા ૧૫–૧–૨૫
સસ્કૃત પાઠશાળા, મોડાસા } મૂલશંકર કેશવરામ શાસ્ત્રી.

# પાત્ર પરિચય.

## ( પુરુષ પાત્રો. )

વિપ્ર—કૈલાસનગરનો એક ધર્મ કર્મનિષ્ટ, રંક સ્થિતિનો બ્રાહ્મણ

સૌભાગ્ય—પરમાર્થની પ્રતિમૂર્તિ-વણિક યુવક-નાટકનો નાયક

લક્ષ્મીનાલ—દ્રવ્યલોભી વણિક-સૌભાગ્યનો પિતા

શુરવિરસિંહ—ક્ષત્રિયકુળકલંક-મલિનહૃદયી સેનાપતિ

સંન્યાસી—આદર્શ સાધુ

ધિરસિંહ—જુલ્મી રાજકર્મચારી

પટેલ—રંક સ્થિતિનો ખેડુત

સરદારસિંહ—કુંવારી જીંદગીથી કંટાળી ગએલ એક સૈનિક

## ( સ્ત્રી પાત્રો. )

કાંચનમાળા—વિપ્રની પુત્રી

લક્ષ્મી—આદર્શ આર્ય અબળા-સૌભાગ્યની ધર્મપત્નિ-નાટકની નાયિકા

સરલા—સૌભાગ્યની નાની બ્હેન

વનલીલા<br>
નવમાલિકા<br>
કનકલતા<br>
નિર્મળા



લક્ષ્મીની સખીઓ



મિસ્ત્રી ગિરધરલાલ કિશોરભાઈ

જન્મ સંવત ૧૯૫૮

A 4582 Lakshmi Art, Bombay 8

શ્રી હરિ.

પ્રિયભાઇ શ્રી ગિરધરલાલ,

વિદ્યા પ્રતિ અનુરાગ અંતઃકરણમાં વિકસેલ છે,
નિજ જ્ઞાતિને ઉદ્ધારવાની ભાવના પ્રકટેલ છે,
અવલોકી એ ઉત્તમ ગુણો આનંદ દિલ વ્યાપે અતી
વધજો પરસ્પર પ્રેમ એ મુજ પ્રાર્થના ઇશ્વર પ્રતિ
જીત્યા હૃદય સૌ સ્નેહીઓના નમ્રતા ધારણ કરી
આકાશવત્ ઉન્નત ઉરે પરમાર્થની વૃત્તિ ધરી
નિરખી, સુખદ, હુન્નર–કળા વિકસાવવા કેરી મતિ,
વધજો પરસ્પર પ્રેમ એ મુજ પ્રાર્થના ઇશ્વર પ્રતિ
નિર્દોષતાના ચિન્હ મોહક, મુખ ઉપર દેખાય છે,
સ્નેહાળ મન અનુપમ, નિરંતર હર્ષ જળ ઉભરાય છે,
કિર્તિ તણી માળા દિસે છે, કંઠને શોભાવતી
વધજો પરસ્પર પ્રેમ, એ મુજ પ્રાર્થના ઇશ્વર પ્રતિ

લી

કલ્યાણચિંતક

મણિલાલ જીવરામ ગાંધી જાદરકર.



यदायदाहि धर्मस्य ग्लानिर्भवति भारत । अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ।
परित्राणाय साधूनां विनाशायच दुष्कृताम् । धर्म संस्थापनार्थाय संभवामि युगेयुगे ॥

Lakshmi Art Bombay No 8

શ્રી

# "સૌભાગ્ય-લક્ષ્મી" નાટક.

મંગળાચરણ.

પ્રારંભમાં પ્રણમું પ્રભુ ! આ કાર્ય પાર ઉતારજો,
કરૂણા કરી કિંકર ઉપર બુદ્ધિ પ્રભા વિસ્તારજો,
અનિતી અરી સંહારવા નિતિ-ધર્મ નાથ ! સમર્પજો,
આશા તરૂ અંતર ખીલ્યું ! પુષ્પો વિજયના અર્પજો.

---

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

પાત્રો—વિપ્ર, કાંચનમાળા, પાછળથી સૌભાગ્ય

વિપ્ર (પોતાના અંગ પ્રતિ જોઇ સ્વગત)—અહા ! એક સમય અભ્યુદયના ઉચ્ચ શિખરપર વિરાજતીદેવી ભારતીના દિવ્ય સંતાનોની આ સ્થિતિ ! સમય ! ત્હારી શી વિચિત્રતા ! એક વખત એવો પણ

હતો કે મોટા મોટા ચક્રવર્તી ભૂપાળો પણ બ્રહ્મતેજધારી બ્રાહ્મણોને ભક્તિપૂર્વક વદન કરતા જે બ્રાહ્મણોની કૃપાદષ્ટિ રકને ધનિક, બનાવી શકતી અને જેમનુ એકજ ક્રોધકટાક્ષ સાર્વભૌમ મહિપતિને ભિખારીની સ્થિતિમા ફેરવવા સમર્થ નિવડતુ એજ ગૌરવશાળી વશના બ્રાહ્મણોની આ અધમ દશા ! હાય !

### હરિગીત છંદ

રહી દૂર માયા મોહથી પ્રભુ ચર્ણમા ચિત્ત રોકતા,
નિજ યોગબળથી દ્રવ્યને જે તૃણસમું અવલોકતા,
તે હાય ! આજે ઉદર કાજે ભટકતા ઘર ઘર દિસે,
સભારતા એ દુર્દશા ! અશ્રુ ઝરે નયનો વિષે

જેના પ્રચડ પ્રતાપથી સુર લોકના ઉર કપતા,
પદરજ પુનિતને સ્પર્શવા મહિપાળ મોટા આવતા,
તે હાય ! શ્રદ્ધાહિન બનીને ક્ષુદ્ર આગળ કર ધરે !
ગૌરવ ગુમાવ્યુ સર્વ નિશદીન પેટની ચિતા કરે

રે રે ! દયાળુ ઇશ અમપર કોપ શો ત્હારો થયો ?
કયા છે વશિષ્ટ સમા મુની ! કયા વખત એ ચાલ્યો ગયો ?
કર કઈ કૃપા જગપાળ ! બાળ ડુબાય છે ત્હારા અતી
આશીશ દયો ફળદાયીની અટકાવવા આ અવનતી

ઓ પ્રભુ ! મ્હારૂ આતરિક કષ્ટ કોની આગળ કહુ ? પુત્રીના લગ્નનો સમય અતિ નિકટ આવ્યો અને ગૃહમા ખર્ચને માટે કઈ પણ દ્રવ્ય નથી આર્થિક સ્થિતિ અતિ દુર્બળ હોવા છતા, આબરૂની ખાતર દુષ્ટ જ્ઞાતિબધનને આધિન થઈ ખર્ચ કરવુજ જોઇએ

ઓ અનાથોના નાથ ! જેમ કૌરવ સભામાં સતિ દ્રૌપદીને વસ્ત્રદાન દઇ લજ્જા રાખી હતી તેવીજ રીતે આ રંક વિપ્રની તમે સંભાળ લેજો, નહિ તો મ્હારે માટે આત્મઘાત વિના આબરૂ સાચવવાનો એક પણ માર્ગ નથી,

( કાંચનમાળા પ્રવેશ કરે છે )

કાંચનમાળા—તાતજી ! આજે આપની મુખમુદ્રા આટલી બધી નિસ્તેજ કેમ દેખાય છે તે કૃપા કરી કહેશો ?

વિપ્ર—કંઇ નહિ બેટા ! એ તો સહજ ! સાંપ્રત સમયમાં બ્રાહ્મણોની કેટલી સીમા પર્યંત અધોગતિ થઇ છે એની કલ્પના અંતઃકરણને દગ્ધ કરી રહી છે

કાંચનમાળા—પિતાજી ! આપના પરિતાપનો પ્રકાર આ બાલિકાથી કેમ ગુપ્ત રાખો છો ? અરેરે ! આ નિર્ભાગી પુત્રીનો જન્મ આપને કેવો દુઃખકર નિવડયો ! ઓ જગતપિતા ! મ્હારા પુજ્ય પિતાની ચિંતાના શમન અર્થે આ ક્ષણે મ્હારૂં મૃત્યુ થાય તો કેવું ઉત્તમ ?
( રડી પડે છે )

( સૌભાગ્ય પ્રવેશ કરે છે )

સૌભાગ્ય ( બન્નેને શોક સાગરમાં ડુબેલા જોઈ સ્વગત )— અહા ! કોઈ રંક સ્થિતિનો આ પવિત્ર વિપ્ર જણાય છે. તેના શોકોદ્ગાર પ્રતિ કલ્પના કરતાં એમ લાગે છે કે પુત્રીને પરણાવવા માટે ગૃહમાં ખર્ચની વ્યવસ્થા નથી, એજ ચિંતારૂપી પિશાચિનીએ તેના હૃદયને ઘેરી લીધું છે. અહા ! આવા સમયે હું તેને સ્હાય ન કરૂં

તો મ્હારા જેવો નરાધમ સૃષ્ટિમા બીજો કોણ હોઇ શકે ! પ્રભુએ મ્હને દ્રવ્ય આપ્યાનુ સાર્થક શુ ? મ્હારૂ લગ્ન આજેજ થયુ છે પિતાજીએ મ્હારા લગ્નમા ખોટી કીર્તિના લોભની ખાતર હજારોની હોળી કરી છે, તો એક રંક-પવિત્ર-બ્રહ્મબાલિકાને કન્યાદાન આપવાના ઉત્કૃષ્ટ કાર્યમા પાચસો રૂપિયા કેમ ન આપવા ? પરંતુ પિતાજી જવાબ માગશે તેનુ કેમ ? કારણ કે તેઓ પરમાર્થ માટે કદાપિ કંઈ વાપરતા નથી મ્હને લાગે છે કે આથી પિતાજીના ક્રોધની સીમાનુ ઉલ્લંઘન થશે પણ ચિન્તા નહિ પિતાજી મ્હને મ્હોતની સજા કરશે તો તે પણ પરમાર્થની ખાતર વ્હાલથી વધાવી લઈશ રંક મનુષ્યનુ દુ ખ દૃષ્ટિએ પડયા છતા જેનુ હૃદય પિગળાતુ નથી, એવા પાષાણહૃદયી પુરૂષોને સર્વથા ધિક્કાર છે

જન્મ્યો વૃથા તે જાણવો જે પરદુ ખે પીડાયના,
દુ ખ જોઇ ભારત બાળના અંત કરણ ઉભરાયના,
નિરખી અવરના સંકટો જે લોચનો ભીંજાયના,
સુખદાયિની ઇશ્વર કૃપા એ દુષ્ટથી પામાયના

ગાડી બગીચે મ્હાલીને મોજો અતિશય મેળવી,
પણ જીવનના હિત કારણે ના ધર્મવૃત્તિ કેળવી
'ક્યમ જન્મ અર્પ્યો ઇશ્વરે ?' એ પ્રશ્ન ના ઉર થાય છે,
પશુ જન્મ એથી શ્રેષ્ઠ ! જેનુ ચર્મ પણ વપરાય છે

ઝાકળ સમી આ જીદગી ચિરકાળ ટકનારી નથી,
છે મરણ માનવનુ નકી એ વાત ફરનારી નથી,
ઐશ્વર્યને ઉપભોગ ના સુખકાર અંતે થાય છે,
લાખ્ખો જનો ચાલ્યા ગયા ન નિશાન કંઈ દેખાય છે,

કર્તવ્યમય જીવન  દુખીને જોઈ  ઝટપટ પરવરે
સ્હાયક થવા કંગાલને  નિજ  પ્રાણ પ્રેમે પાથરે,
ધીંગવીર એવા નર અમર પ્રિય પાત્ર ઈશના થાય છે
જય જય જગે બોલાય ફેરો સફળ ભવનો થાય છે

બસ ! પિતાજી મ્હારૂ સ્હાય તે કરે, પરંતુ અત્યારે આ વિપ્રને વિપત્તિમુક્ત કરવા એ મ્હારી પવિત્રમાં પવિત્ર ફરજ છે લાવ્ય ત્યારે બ્રહ્મદેવને બોલાવું ! પરંતુ અરે ! બ્રાહ્મણોની અધોગતી સંબંધી તેમના મુખમાંથી નિકળતા ઉદ્‌ગાર જોતા તેમનું હૃદય ઉચ્ચ ભાવનાઓથી ભરેલું જણાય છે અને તેથી પોતાને આવી રીતે દાન સ્વીકારવાનો સમય આવ્યો એમ ધારી અંતર ખિન્ન થશે તો ? થાયજ ! કારણકે જેનું જ્ઞાન ઉચ્ચ પ્રકારનું હોય તેની લાગણી પણ તીવ્રજ હોય છે, ત્યારે લગ્ન પ્રસંગને શોભાવવાની ખાતર પહેરેલું આ માણિક્ય જડિત્ર સુવર્ણ કંકણ ગુપ્ત રીતે તેમની સમીપમાં મુકી ચાલ્યો જાઉં તો શું ખોટું ? હા ! એમજ લાવ્ય ત્યારે એક ચિઠ્ઠિ લખું  ( ચિઠ્ઠિ લખે છે )

( સૌભાગ્ય ચિઠ્ઠિ તથા કંકણ એ- રુમાલમાં બાંધી ગુપ્ત રીતે મુકીને ચાલ્યો જાય છે )

કેટલીક વારે કાંચનમાળા આંખ ઉઘાડે છે અને પોટલી જોઇ આશ્ચર્ય દર્શાવતી કહે છે–પિતાજી ! કંઈક વિચિત્ર ઘટના જણાય છે

વિપ્ર—એવું શું છે બ્હેન ?

કાંચનમાળા—મ્હને ચોક્કસ ખબર છે કે પ્રથમ આ સ્થળે કંઇપણ નહોતું છતાં હાલ આ પોટલી ક્યાંથી આવી ? ( પોટલી ખોલે છે તો અંદરથી પત્ર નીકળે છે )

કાચનમાળા પત્ર વાચે છે

પરમપુજ્ય સદ્‌વિદ્યાનિધી વિપ્રવરની સેવામા—

આપના કષ્ટનો હેવાલ શ્રીહરિની હજુરમા પહોચી ગયો છે ઇશ્વરપર અચળ શ્રદ્ધા રાખનારને કદી નિરાશ થવુ પડતુ નથી એ સિદ્ધાન્ત કેટલી સીમાપર્યત સત્ય છે એ આપ જેવા મહાનુભાવથી અજ્ઞાત નહિજ હોય

આ કૃત્ય ઇશ્વિર પ્રેરિતજ છે, તેથી કૃપા કરી પુત્રી પરિણયના ખર્ચ સારૂ આ પત્ર સાથે રાખેલુ સુવર્ણ કકણ સ્વીકારી ઉપકૃત કરશો, એજ વિજ્ઞપ્તી.

લી. એક ઇશ્વિર પ્રેરિત હૃદય

કાંચનમાળા—પિતાજી ! એવો કોણ ઉદાર ચિત્ત પુરૂષ હશે કે જેણે કીર્તિનો પણ કિંચિત લોભ રાખ્યા સિવાય માત્ર આપણને સ્હાય કરવાની ખાતર પોતાનુ બહુ મુલ્ય કકણ અહીં મુકયુ !

વિપ્ર—બ્હેન ! સર્વેશ્વરની કળા અગમ્ય છે તેની રચેલી શ્રૃષ્ટિમા હજુ એવા અનેક રત્નો અસ્તિત્વ ધરાવે છે ભારત માતાનુ હજુ કઇક ઝાખુ ગૌરવ દ્રશ્યમાન થાય છે તે એવા દિવ્ય રત્નોના પ્રકાશને લીધેજ.

કાંચનમાળા—ચાલો ત્યારે પિતાજી ? આર્યાવર્તના શણગાર રૂપ એ પરોપકારશીલ દિવ્ય રત્નનુ સ્વયભુ પાસે સર્વ પ્રકારે કુશળ યાચીએ—

વિપ્ર—ચાલો બેટા !

### ગાયન

( દાસપરે દયા લાવોરે—એ રાગ )

કષ્ટ પ્રભુ દૂર કરજોરે (૨)

એ દયાળુ નરના કષ્ટ સહુ દૂર કરજો.

વિપત્તિનુ વાદળ કાપ્યું, મૂલ્યવાન કંકણુ આપ્યું,

કરૂણાળ તરીકે નામ સ્થાપ્યું રે—એ દયાળુ

સાર્થક કીધુ જીવનનુ, હરીને દુઃખ દુખીયા જનનુ,

ખિલજો પ્રભુ પુષ્પ એ હિંદ ઉપવનનુ રે—એ દયાળુ

---

## પ્રવેશ ૨ જો.

પાત્રો—લક્ષ્મી તથા સખીયો, પાછળથી સૌભાગ્ય

સ્થળ—કામવિલાસ બગીચો

### ગરબો.

સખીયો પતિવ્રતાના ધર્મ પ્રમાણે ચાલીએ રે—

જેથી તરીએ ભવજળ પામી અક્ષય સુખ—

હેતે હળીમળી સૌ અબળા ધર્મ વિચારીએ રે—

### સાખી

મળીયાં આજે આપણે પ્હેરી સુંદર ચિર,

આભૂષણ હિરા જડયાં શોભે ગૌર શરીર,

દિપે કેવી રૂડી મૌતિક માળા કંઠમાં રે,
મૌતિક માળા જેવુ ઉજ્વળ રાખી દિલ  હેતે હળીમળી

**સાખી**

જુઠું કદી નવ બોલવું તજવું આળસ અંગ,
કરવી સેવા નાથની ધરી ઉર ઉમંગ

સાસુ સસરા શાણી! માતપિતા સમ માનવા રે—
રાખી વર્તન રૂડું કરવા કુળ ઉદ્ધાર—  હેતે હળીમળી

**સાખી**

સ્વપ્ને પણ પરનર તણું ધરવું ના કદી ધ્યાન,
રક્ષણ કરવું શિયળનું ભલે જાય નિજ પ્રાણ

રહેવું સર્વ સ્થિતિમાં સુખદાયક સંતોષથીરે—
ધારી પ્રાણપતિને પરમેશ્વરની તુલ્ય—  હેતે હળીમળી

કાંચનમાળા—અલી નવમાલિકા! સ્વતંત્ર વિચારમાં ઝુલતું નિર્દોષ બાલિકા જીવન વધારે ઉત્તમ કે પરતંત્રતાની શૃંખલામાં બંધાઈ ગૃહિણી પદપર વિરાજવું એ ઉત્તમ!

નવમાલિકા—બ્હેન! આ પ્રશ્ન જો ત્હેં આપણી સૌંદર્ય સંપન્ન સખી લક્ષ્મીને પુછ્યા હોત તો તને કદાચ અનુભવસિદ્ધ ઉત્તર મળી શકત!

લક્ષ્મી—(ભ્રકુટી ચઢાવી)—ઓય મા! હજુ સંસાર-શાળામાં પ્રવેશ કર્યે મને બે દિવસ પણ પુરા થયા નથી

એટલામાં તો મ્હારી પાસેથી અનુભવસિદ્ધ ઉત્તર મેળવવા ધારે છે. નવમાલિકા! તને બીજાના ઉપર આક્ષેપ મૂકતા ઠીક આવડે છે. સંસારશાળાનું શિક્ષણ કંઈ સ્હેલું નથી કે એક દિવસમાં શીખ્યા લેવાય.

વનલીલા—પણ એમાં આટલી બધી ચિડાઇ શિદને જાય છે? હું કબુલ કરૂં છું કે હજી સંસારશાળાના અનુભવ લીધા નથી પરંતુ મ્હને ખાત્રી છે કે ત્હારી વિદ્વતા અને બુદ્ધિબળથી તું ઉક્ત પ્રશ્નનો ઉત્તર સારી રીતે આપી શકીશ.

કનકલતા—હા! હા! બ્હેન એના મનોમોહક મુખ પ્રતિ દ્રષ્ટિપાત કરતા કુદરતી રીતેજ અનુમાન થાય છે કે આ બાલિકાનું ચાતુર્ય અનુપમેય હોવું જોઇએ.

નવમાલિકા—ખરી વાત છે બ્હેન–સાભળ!

જો જો સુકોમળ મુખકમળ મનહર અતી દેખાય છે,
જોતા શશી શરમાઇને વાદળ વિષે સતાય છે,
અમૃતભર્યા આ અધરમાં જો સ્મિત નિશદિન તરવરે,
પ્રતિપળ નવેલી રસવતી ઉર ઝંખના પિયુની કરે.

૨ જી–મૃગલોચનીના ભ્રમરશર કરશે વિજય રતિ જગમાં,
રસરેલને રેલાવશે નિજ નાથ કેરા સંગમાં,
કોયલસમા સ્વર મધુરથી મોહનતણું મન રીઝશે,
આ કૃષ્ણકેશ કલાપ બંધનથી પતિ કેદી થશે.

૩ જી–શુક નાસિકા કર કમળનાળ સમા અહા શોભે અતી,
નાજુક પ્રદેશ કટી તણો સાક્ષાત કામ પ્રિયા રતી,
સાહિત્ય ને સંગિત કળાથી શયનગૃહ શોભાવજે,
કરી વિજય વ્હાલમ હૃદયપર દાંપત્ય સ્નેહ દિપાવજે.

૪ થી-અવકાશ સમયે ઇશ્વરે તુજ ઘાટ આ મોહક ઘડયો,
સાર્થક જીવન સૌભાગ્યનુ ! તુજ હસ્ત સુંદર સાંપડયો,
થાજે અલી રસબસ રસિકથી પ્રેમ મંદિરમાં મળી,
કરજે હૃદયનુ ઐકય, સાકર જ્યમ જીવન પયમાં ભળી

૫ મી-નવ પર્વ પુણ્ય વિના મળે સુરલોકની આ સુંદરી,
ભ્રમ થાય જન જોનારને નારી હશે કે કિન્નરી,
નાજુક લતા સમ દેહ જો જો મદન કોપે કંપતી,
પજવે પવન છળબળ કરી અકળાય છે યુવતી અતી.

લક્ષ્મી—સખીઓ ! આજે તમારે બીજુ કંઇ કામ છે કે મ્હને સતાવવાનોજ ધંધો લઇ બેઠા છો ?

વનલીલા—કામ હશે તો પછી કરીશુ પરંતુ પ્રશ્નનો પ્રત્યુત્તર પ્રાપ્ત કર્યા વિના તને મુક્ત કરનાર નથી.

લક્ષ્મી—ત્યારે શુ બળાત્કારે ઉત્તર મેળવવો છે ? જાઓ નહિ મળે !

વનલીલા—એમ'જે ! સાંભળ ત્યારે—

પ્રસર્યો મદન અલી અંગમાં ના વસ્ત્ર આભૂષણ ગમે,
સમજાય ના શુ રોગ છે ક્રુર શત્રુ ગુપ્ત રીતે દમે,
શીતળ સમીર સુખકાર ના શશિ કિરણથી કાયા બળે,
સિત્કાર કરતી ઓષ્ઠમાં નવ શાંતી અંતરને મળે

લક્ષ્મી—વનલીલા ! હુ તારાથી હારી. કૃપા કરી બોલવુ બંધ કર ! વ્યથિત હૃદયને વધારે ના સતાવ તારા પ્રશ્નનો ઉચિત ઉત્તર આપવા હુ બંધાઉં છુ

કનકલતા—અલી ' ઉત્તર નહોતી આપતી ને કેમ ઠેકાણે આવી ગઇ '

વનલીલા—ઠેકાણે ન આવે તો કયા જાય ' સૃષ્ટિમા કામદેવને કોઇએ જીત્યો સાભળ્યો છે ?

લક્ષ્મી—સખી ' જો ત્હારા અતરમા અનુકપાનો કીંચીત માત્ર અશ હોય તો કૃપા કરી એ ક્રૂર અનગા સબધી વાત જ છોડી દે મને એના નામ માત્રથી અગમા કપનો આવિર્ભાવ થાય છે

વનલીલા—કબુલ છે હુ તને ત્રાસ નહિ આપુ પણ મ્હારા ઉક્ત પ્રશ્નનો ઉત્તર સત્વરે આપ

લક્ષ્મી—સાભળ બ્હેન ' સસારી થઇ જીદગી પર્યંત સ્વામિની શુદ્ધ મનથી સેવા કરવી એજ નારી જન્મની સાર્થકતા છે આપણા ધર્મશાસ્ત્રોમા લખ્યુ છે કે, પતિ એજ પ્રમદાનુ સાચુ દૈવત છે. અને પતિભક્તિ એજ અબળાને સસાર સાગર તરવાનુ સરળ અને શ્રેષ્ટ સાધન છે પુરૂષોને જે સિદ્ધી, જપ, તપ તિર્થયાત્રા, દાન, લોકસેવા ઇત્યાદી પરિશ્રમના ભોગે પણ ભાગ્યેજ પ્રાપ્ત થાય છે, તે અમૂલ્ય અને અપ્રાપ્ય સિદ્ધિ સતી સ્ત્રીને પતિભક્તિના પ્રભાવે સહેલાઇથી મળે છે

કનકલતા—લક્ષ્મીબ્હેન ' ભાગ્ય યોગે જો કદાચ પતિ વિદ્વાન અને રસજ્ઞ મળે તો તો તમે કહ્યુ તેમ બની શકે, પરતુ કદાચ નિરક્ષર, મૂર્ખ અને બેકદર મળ્યો તો પછી શુ કરવુ ?

વનલીલા—જીદગી સુધી કપાળ કુટી કુટીને મરવુ ' બીજું શુ વળી ?

લક્ષ્મી—ના બ્હેન ! એમ નથી શાસ્ત્રોના એવો છે કે પતિ સાક્ષર હો કિંવા નિરક્ષર હો, ધનિક હો વા રંક હો, બુદ્ધિશાળી કે મૂર્ખ, સૌંદર્યસંપન્ન કે અપંગ, દયાળુ કે ક્રૂર, ગમે તેવા હોય છતા નિષ્કામ વૃત્તિથી સદા સર્વદા તેની ભક્તિ કરવી અને પ્રભુ તુલ્ય સમજી તેની સર્વ આજ્ઞાઓ પ્રેમથી પાળવી સખી ! એવી સતિ સુંદરીઓના પ્રભાવ કેવા હોય છે ! જો સતી સુકન્યાની સ્વામી ભક્તિપર પ્રસન્ન થઇ પરમેશ્વરે તેના વયોવૃદ્ધ પતિને યૌવનાવસ્થાનુ દાન કર્યુ હતુ સતી સાવિત્રીના પાતિવ્રત્યપર રીઝી ઇશ્વરે તેના મૃત્યુ પામેલા પતિને જીવનદાન આપ્યુ હતુ આ શુ ઓછી મહત્તા કહેવાય બ્હેન !

વનલીલા—સખી ! એ દયાળુ દેવીઓના મનોબળ અતિ ઉચ્ચ પ્રકારના હોવા જોઇએ પણ જેનામા એવા મનોબળ કે આત્મ શ્રદ્ધાનો અભાવ હોય તે મનગમતા મોહન વિના કેમ સુખ પૂર્વક જીવન ગાળી શકે ?

લક્ષ્મી—સખી ! ગીતામા પણ કહ્યુ છે કે मन एव मनुष्याणा बघ माक्षयो कारणम् માટે જેનામા ઉચ્ચ પ્રકારનુ મનોબળ નથી, તેનુ જીવન વૃથા છે, જેઓ પોતાની ઇંદ્રિયોને કાબુમા રાખી શકતી નથી તેઓ ઘણીવાર નીચ કૃત્યોમા પણ દોરાય છે અને પરિણામે પ્રભુએ અર્પેલુ આ અમૂલ્ય જીવન ખોઇ જાય છે સખી ! મનુષ્ય માત્રનુ પ્રથમ કર્તવ્ય એ છે કે મનને અંકુશમા રાખી નીતિના પવિત્ર પથપરથી પ્રાણાન્તે પણ ચલિત થવા દેવુ નહિ સંતોષ અને સાદાઇ રાખનાર એક ગરીબ મનુષ્ય ફક્ત નિર્વાહ પુરતુજ મળવા છતા આનંદ માને છે અને પવિત્ર જીંદગી ગાળે છે, જ્યારે

અનેક મીલો અને માળાની માલિકી ધરાવનાર ધનાઢ્ય ગૃહસ્થો સંતોષના અભાવે પોતાની મિલ્કતમાં વૃદ્ધિ કરવાની ખાતર ગરીબો-ના ગળા કાપતા પણ આંચકો ખાતા નથી. એ શું ઓછું આશ્ચર્ય છે ! એવા શ્રીમંતોને માલુમ નહિ હોય કે આપણે આ નશ્વર સંસારમાં માત્ર થોડા સમયનાજ મહેમાન છીએ અને મૃત્યુ પછી એક પાઈ પણ સાથે આવનાર નથી ? જેને માટે આ દ્રવ્ય ભેગું કર્યું છે, તે પુત્ર, કલત્ર ઇત્યાદિ પણ અંતકાળે શાંતિ પ્રદાન કરી શકે તેમ નથી અને પાપ પુણ્યનો હિસાબ ન્યાયી પ્રભુ આગળ પોતાને આપવોજ પડશે ? સર્વ જાણે છે કિંતુ જ્ઞાન અને મનોબળની ખામીને લીધે જગતની મોહમાયાથી તે મુક્ત થઇ શકતા નથી

આ બધી બાબતોને ઉંડી રીતે લક્ષમાં લેતા મને તો એમજ લાગે છે કે અમુક સ્થિતિમાં સુખ કે દુઃખ માનવું એ પોતપોતાના મનોબળ ઉપર આધાર રાખે છે નિર્ધન સ્થિતિની મુશ્કેલીયોથી ત્રાસી ગએલ મનુષ્ય શ્રીમંતાઇમાં સાચું સુખ હશે એમ કલ્પના કરે છે જ્યારે ધનિકો સંસારની અનેક પ્રકારની આધિ ઉપાધિથી કંટાળી કોઈ કોઇવાર નયનમાં અશ્રુજળ ભરે છે શાંત નિદ્રાની સાથે શત્રુતા હોવાથી મધ્ય નિશા સમયે પણ ઘણીવાર શયનગૃહની અંદર વિચારશીલ સ્થિતિમાં દીવાના દર્દીની પેઠે આમતેમ ફરે છે ત્યારે બ્હેન ! સુખદુઃખનો પ્રશ્ન ક્યાં રહ્યો ? રંકથી રાય પર્યંત સર્વ મનુષ્યને માથે દુઃખ તો સરજાએલુંજ છે જેમ ઋતુઓનું બદલાવું સ્વાભાવિક છે તેમ મનુષ્યની સ્થીતિનું પરિવર્તન પણ સ્વભાવિકજ છે માટે ઉચ્ચ મનોબળ વિના સુખ મેળવવાના મિથ્યા ફાંફાં મારવા એ મૂર્ખતા છે આ જગતમાં સુખી તેજ છે કે જે પોતાના મનને અંકુશમાં રાખી શકે છે સાંભળ બ્હેન !

હરીગીત ૭૬

મ્હાલય મળે મોટા અગર જો વન વિષે વસવુ પડે,
નવ હર્ષ કે કઇ શોક ' નાણુ જાય યા તો સાપડે,
કુદનતણી માળા અને રૂદ્રાક્ષ જે સરખા ગણે,
સુખીયો ખરે તે શ્રૃષ્ટિમા ઈશ નામ મુખ નિશદિન ભણે ૧

પટકુળ મનોહર હોય યા તો પર્ણ વૃક્ષ તણા મળે,
હો મિત્ર યા શત્રુ અગર ' ના ઉર ઈર્ષાથી બળે,
રાખો અગર ભુખ્યો ' ભલે ભોજન મળે મન ભાવતુ,
સુખીયો ખરે તે શ્રૃષ્ટિમા મન ના વ્યથીત જેનુ થતુ ૨

કટુ શબ્દ યા સત્કારને સરખા ગણે જે સર્વદા,
વૈભવ મળ્યે ફૂલાય ના ' ન મુઝાય પડતા આપદા,
સસારમા વિચરે સદા રહી પથપર નીતિ તણા,
નર અમર ને એવા કહે ' સુખની સખી રી છે મણા ' ૩

વનલીલા—વાહ વાહ સખી ' ધન્ય છે તને અને તારી વિદ્વ-
તાને ' પ્રભુએ કામ-રતિનુ જોડુ અતિ ઉત્તમ મેળવી આપ્યુ છે

લક્ષ્મી—જો વળી પાછી મશ્કરી કરવા માડી કે '

કનકલતા—સખી ' સામેથી કોઈ પુરૂષ બગીચામા આવતો
હોય એમ જણાય છે

(બધી સખીયો તે તરફ જુએ છે એટલામા સૌભાગ્ય બીજા દરવાજામા
થઇ બાગમા પ્રવેશ કરી જગાક દુર ઉભો રહે છે)

વનલીલા—લક્ષ્મી બ્હેન ! કામદેવના ત્રાસથી તપેલા તનને શાંત કરવા તમે જરાક આ શીતળ અને મંદ પવનથી ભરેલા બગીચામાં વિશ્રાંતી લ્યો. અમે સર્વ હવે ગૃહપ્રતિ જઇશું.

લક્ષ્મી—આવા એકાન્ત સ્થાનમાં મને એકલી મુકી તમે બધાં ચાલ્યા જશો ? દયાને અંતરમાંથી દુર કરી આમ ક્રૂર થશો ?

વનલીલા—હા બ્હેન હા ! ( ચાલવા માંડે છે )

લક્ષ્મી—( બુમ પાડીને ) પણ સખીયો જરાક તો ઉભી રહો ! મને બ્હીક લાગશે.

કનકલતા—જેમ લતા વૃક્ષની આસપાસ વીંટાઈ વળે છે તેમ તું પણ પ્રિયતમરૂપી વૃક્ષને પ્રેમથી વીંટાઇ વળજે એટલે ભયનો નાશ થશે.

લક્ષ્મી—સખીયો ! મને સર્વાંગ કંપનો સાક્ષાત્કાર થાય છે.

વનલીલા—ઓ શાણી ! ખોટા ખોટા બ્હાના જવાદે. હૃદયેશ્વરને મળવાની આતુરતા મુખપર સ્પષ્ટ અવલોકાય છે. ચંદ્ર દર્શનથી રજની જેમ અપૂર્વ શોભા ધારણ કરે છે તેમ તારા કપોળ પ્રદેશપર પણ અલૌકિક પ્રકાશ દેખાય છે.

લક્ષ્મી—સખી ! અકારણ મ્હારાપર આમ આક્ષેપો મુકવા એ ઠીક કહેવાય !

વનલીલા—ના ! મ્હોટી શાસ્ત્રજ્ઞ અને સત્યવક્તાનો ડોળ રાખનારીને આમ પતરાજી કરવી એ વ્યાજબી ગણાય ! ! !

( બધી જાય છે, સૌભાગ્ય લક્ષ્મી સમીપ ઉપસ્થિત થાય છે )

( સૌભાગ્યને જોઈ લક્ષ્મી નયન નીચા ઢાળી શરમને આધીન થાય છે )

સાૈભાગ્ય—પ્રેમી પ્રાણ ! પુરૂષ વગની વકીલાત કરતા આ નાજુક મુખકમળ અતિ શ્રમિત થયુ લાગે છે હો !

( લક્ષ્મી નીચુજ નીહાળી રહી છે )

સાૈભાગ્ય—મ્હને મ્હારી હૃદયેશ્વરીના મુખથી ઉત્તર સાભળવા ની અભિલાષા છે શુ તે સફળ નહિ થાય !

( હજુ નીચુજ જોઇ રહે છે )

સાૈભાગ્ય—શુ ઉત્તર નહિજ મળે !

લક્ષ્મી—( અતી નમ્ર સ્વરે ) આપે અમારી સર્વ વાતો સાભળી લીધી !

સાૈભાગ્ય—જી હા !

લક્ષ્મી—પ્રાણેશ ! કોઇની છાની વાતોને ચોરી ચુપકીથી સાભળી લેવાનુ ચાતુર્ય કઈ શાળામા શીખ્યા ! ન્યાય દેવતાની દ્રષ્ટિ મા આપ અપરાધી ઠરો છો !

સાૈભાગ્ય—પ્રિયા ! જો મે કોઇ અન્ય અબળા પ્રતિ આવા પ્રકારનુ વર્તન ચલાવ્યુ હોત તો અવશ્ય હુ પાપભાગી થાત પરતુ લગ્નની પવિત્ર સકલનાથી તારા અને મ્હારા અતરનુ ઐકય થએલુ હોવાથી, શુ એ ગુપ્ત વાર્તાલાપ સાભળવાનો મ્હને હક્ક નહોતો ?

લક્ષ્મી—વાહવાહ ! ! ઠગારા ! ભોળી ભામિનીને વાકજાળમા જકડી લેતા સારી રીતે આવડે છે ને શુ ! પણ વ્હાલા ! મ્હારો કર મુકો ! ત્હમે કામણથી પણ ભરેલા લાગો છો શુ દાસીને પ્રેમની મદિરા પાઈ દીવાની બનાવવા ધારી છે ?

સૌભાગ્ય—ઓ રસવેલડી ! જો જો ! ક્રૂર કામદેવના ત્રાસથી ત્હારૂં સર્વાંગ કેવું ધ્રુજે છે ? આવ આવ ! જરાક ત્હારા પ્રિયતમના હૃદયપર આરામ લે !

( પિયુન ભેટી પડે છે )

( થોડીજ ક્ષણ પછી જાણે એકદમ નીદ્રામાંથી જાગૃત થઇ હોય તેમ બેબાકળી બની શોકગ્રસ્ત મુદ્રા કરી નિશ્વાસ નાખે છે )

સૌભાગ્ય—ઓ અલબેલી ! તને શું થાય છે ! આમ એકાએક તેજસ્વી મુખચંદ્રપર નિસ્તેજતા કેમ છવાઇ ગઇ ! પુષ્પથી પણ અધિક કોમળ ઉરમાં ઉષ્ણ નિશ્વાસ ભરી વ્યથિત થવાનું શું કારણ છે ?

લક્ષ્મી—કંઇ નહિ વ્હાલા !

સૌભાગ્ય—મનોહારીણી ! ત્હારા આંતરીક તાપને ગુપ્ત રાખવાનું શું પ્રયોજન છે ? આવી રીતે ભીન્નતા રાખવાથી દાંપત્ય પ્રેમની મહત્તા ઓછી થાય છે સંસારને સ્વર્ગરૂપ બનાવવાના મ્હારા ઉત્કૃષ્ટ વિચારો અંતરમાંજ દબાઈ જાય છે.

લક્ષ્મી—પ્રિયતમ ! એમ ઓછું શીદને લાવો છો ?

સૌભાગ્ય—કેમ નહિ પ્રિયે ! ત્હને કષ્ટ થતું જોઇ મ્હારૂં મર્મસ્થાન વિંધાઇ જાય છે. હૃદય ચીરીને બતાવી શકાતું હોત તો ખાત્રી થાત કે કેવી અસહ્ય વેદના થાય છે !

લક્ષ્મી—આપની મ્હારા પ્રતિ આટલી બધી લાગણી જોઇ હું મ્હારૂં અહોભાગ્ય સમજું છું હા પણ હૃદયેશ ! મ્હારા એક પ્રશ્નનો ઉત્તર આપશો ?

સૌભાગ્ય—ઘણી ખુશીથી.

લક્ષ્મી—મ્હને આપના હૃદય રાજ્યની ગાદી બનાવી કયા પ્રકારે સુખી કરશો ? બન્નેના જીવનનું સાફલ્ય કરવા કયા પ્રકારના વિચાર પ્રદેશમાં વિચરશો ! કહો કહો ! વ્હાલા ! આ પ્રશ્નના ઉત્તર પર મ્હારા સુખદુઃખનો આધાર રહેલો છે

સૌભાગ્ય—ઓહો ! વ્હાલી ! એમાં ગભરાય છે શીદને ! ત્હારા સુખને માટે હું સૃષ્ટિમાં સ્વર્ગ હાજર કરીશ

**હરીગીત**

રસબસ થશું કરી સ્નાન, પ્રિય ! સાગરમહીં યૌવનતણા,<br>
કરવા જીવન સાફલ્ય વિધ વિધ ભોગ ભોગવશું ઘણા,<br>
તનમન પરસ્પર અર્પીને દાંપત્ય પ્રેમ દીપાવશું,<br>
ના શોક કર સુર સુંદરી ! જળ હર્ષનું વર્ષાવશું

લક્ષ્મી—હાય ! મ્હારી શંકા ખરી પડી. ઓ પ્રભુ ! પ્રેમ હીરાની પરીક્ષા કરવામાં હું ઠગાઇ છું ! ફસાઇ છું !

( પછડાઇ પડે છે અને મુર્છીત થાય છે ).

સૌભાગ્ય—(તેના મુખપર પવન નાખતા)—અરે ! આ સ્નેહની સાક્ષાત પ્રતિમુર્તી હોવા છતાં અત્યારે મ્હારા પ્રતિ તેના મુખમાંથી તિક્ષ્ણ વાગ્બાણ કેમ છુટતા હશે ? મ્હારા પ્રેમી પુષ્પમાં આમ એકાએક પરિવર્તન શાથી થયું હશે ?

( લક્ષ્મીના મુખમાંથી ઉદ્‌ગાર નીકળે છે )

**હરીગીત છંદ**

મમ નાથ શું આ એજ કે કર્મો લગ્ન પલટાઇ ગયા !<br>
ઉન્નત વિચારો ઉરના શા કારણે અળગા થયા,

આતુર હતા પ્રાણેશ ! ભારત માતને ઉદ્ધારવા,
બળિદાન દઇ જીવનતણું ! નિજ બંધુજનને તારવા ૧

જે દેશ હિતવર્ધક મનોહર લેખ પ્રિય લખતા હતા,
વકતૃત્વ શક્તિ દાખવી મન મુગ્ધ મુજ કરતા હતા,
દુઃખ જોઇને નિજ દેશનું જે નિરનયન ભરતા અતી,
કરવા ઉભયની અવનતી ! તે હાય શું ધરશે મતી ! ૨

ધિક્કારતા મનથી સદા જે મોહ ક્ષણભંગુર ગણી,
ફરતા ભભુતી ચોળીને નીજ દેશની સેવાતણી,
તે હાય વિસરી સર્વ શું ! શૃંગાર રસ ભોગી થયા,
ક્ષુલ્લક જીવન સમ જીવશે ! તજી માતૃભૂમિની દયા ૩

સાક્ષગ સભામાં જે પતિ અતિ માન મેળવતા હતા,
નિશ્વાર્થમય વૃત્તી ધરી જન ક્ષુદ્ર કેળવતા હતા,
ભાષણ થકી ભારત વિજયનું શૌર્ય ભેળવતા હતા,
રે રે પ્રભુ ! મમ નાથમાં શાને મુકી મોહાંધતા ! ૪

ઓ સર્વેશ્વર ! એક દેશભક્ત વીર નરની નારી તરીકે નામાંકિત થવાની મ્હારી ભાવનાઓ અફળ થશે ! શું અન્ય ક્ષુદ્ર જીવનોની માફક અમારાં જીવન પણ પાણીના પરપોટાની પેઠેજ જશે ? હાય ! તેમ થાય તો પછી સદ્‌વિદ્યા પ્રાપ્ત કર્યાનું પ્રયોજન શું ! ઇશ્વરકૃપાથી ઉચ્ચ પ્રકારનું જ્ઞાન મળ્યા છતાં જે મનુષ્ય પ્રમાદી થઇ પોતાને બજાવવાની ફરજો પ્રત્યે બેદરકાર રહે છે તેને લાખ્ખોવાર ધીટકાર છે !

ધીક્કાર છે તે ધનિકને ના પુણ્યમાં ધન વાપરે !
ધીટકાર છે તે ગયને રૈયતતણું હિત ના સ્મરે !

સત્તા છતા ના રંક પોષ્યા ! ધિક્ક તે સત્તાપરે !
ત્યમ ધિક્ક તે વિદ્વાનને ! ન સમાજની સેવા કરે !

પ્રભુ પ્રભુ ! જેમ વિધિએ ધાર્યું હશે તેમ થશે !

સાૈભાગ્ય (સ્વગત) અહા ! આ તે એક સાધારણ અબળા ! કે આર્યાવર્તને દીપાવનાર દૈવી ગુણગ્રંથીત દેવી ! કેવી ઉત્કૃષ્ટ ભાવનાઓ ! કેવો અપૂર્વ સ્વાર્થત્યાગ ! શું વિદ્વતા ! કેવું અલૌકિક આત્મદમન ! કર્તવ્ય પ્રદેશમા ભુલા પડેલા પ્રવાસીને માર્ગ દર્શાવનાર માનુની ! હું ત્હારો કયા શબ્દોમા આભાર માનુ ? તે સમજાતુ નથી ! તારૂણી ! ત્હે મ્હારા અધકારમય જીવનમા જ્ઞાનદિપક પ્રકટાવી માતૃભૂમિ પ્રત્યે બજાવવાની ફરજોનુ ભાન કરાવ્યુ છે ! (લક્ષ્મીના ભાલપ્રદેશપર કર સ્પર્શ કરી)–પ્રાણેશ્વરી ! કૃપા કરી હવે તમારા અતરમાથી નીકળતા ઉષ્ણ નિશ્વાસથી વાતાવરણને વધારે ઉષ્ણ ન બનાવશો ! જરા આ તરફ જૂઓ ! તમારા ગૌર્યભર્યા વચનોએ મ્હારા નેત્રપરથી નશ્વર મોહના પડળ ઉખેડી નાખ્યા છે ! હુ આ ક્ષણે ત્હમારી સમક્ષ ભિષ્મ પ્રતિજ્ઞા કરૂં છુ કે–

તજી મોહ મિથ્યા જીવનનો પરમાર્થમા વય ગાળશુ,
આશ્રય વિનાના રંક બંધુ ! પ્રેમ પૂર્વક પાળશુ,
ઉપદેશના અમૃતવડે બળ ઐક્યનુ પ્રસરાવશુ,
અપા ઉભય તનમન ભૂમિને સ્વર્ગસમ સોહાવશુ

(લક્ષ્મી એકદમ ઉભી થઈ ઉલ્લાસમય ચરણ નમન કરે છે)

## પ્રવેશ ૩ જો.

[ સ્થળ-કૈલાસનગરમાં સૌભાગ્યનું ગૃહ ]

પાત્રો-સૌભાગ્ય અને તેના પિતા લક્ષ્મીલાલ,

સૌભાગ્ય ( પુસ્તક વાચતા વાચતા બંધ કરી ) અહા ! આજે મ્હારૂં ચિત્ત આટલું બધું અસ્થીર કેમ જણાય છે પ્રતિપળે અમંગળ ચિન્હો દ્રષ્યમાન થાય છે જાણે મ્હારાપર કંઇ આફતનો પર્વત તુટી પડવાનો હોય એમ દેખાય છે ! પ્રભુ પ્રભુ ! ચાલ જીવ શાંત થા ! ચિન્તા કર્યાથી શું વળનાર છે ! લખ્યા લેખ કોનાથી ટળનાર છે ?

**હરીગીત છંદ**

શીર પર ફરે દુઃખ ચક્ર ત્યારે સન્મતિ બદલાય છે,
સુખ નાશ થઇ પળ માત્રમાં વા કષ્ટ કેરો વાય છે,
વ્હાલા બને વેરી ભુલી નિજ મોહ સગપણ સર્વથા,
રક્ષક બને ભક્ષક અહા ! દે દગા અણધારી વ્યથા ! ૧

નળરાય સમ પૃથ્વીપતી મતિ ધર્મપર જેની હતી,
રમી દ્યુત ગુમાવ્યું સર્વ ! દુઃખ ભાવી કળી ન શક્યો રતી,
સતિ સુંદરી નીર્દોષને વનમાં મુકી ચાલ્યો ગયો,
પાલક હતો તે સમયને આધિન બની નોકર થયો ૨

નિતિ ન્યાયને વ્હાનાર રાજા ધર્મ જે પાસા રમ્યા,
બળ શૌર્ય ગુણમંડીત છતાં પણ ગુપ્ત રીતે વન ભમ્યા,
સતિ દ્રૌપદી કામળ અતી ! ના લેશ શ્રમ શકતી સહી,
તે ચાલતી પતી સાથ ! હા ! કંટક અને કંકરમહી ૩

પલટાય ભાગ્ય દશા ન ત્યારે કામ કંઈ બુદ્ધિ કરે,
ચેતે ભલે નર ચતુર ! ના ધાર્યું વિધાતાનુ ફરે;
થાતા પ્રતિકુળ દૈવ હા ! નિર્દોષ માર્યો જાય છે,
ઓ જગ્ત પાલક ઈશ ના ત્હારી કળા સમજાય છે ૪

મદ મોહધારી માનવો ! ધન માલ વૈભવ વ્યર્થ છે !
પ્રતિકાર કરવા ભાવીનો ! સમજો ન કોઈ સમર્થ છે !
મારી શકે મન જે જનો ! બસ તેજ છે સુખીયા ખરા !
સુખ દુખને સરખા ગણે ! ના ભિન્નતા ભાસે જરા !

માટે એવા ભાવી ભયની ચિંતા કરવી વૃથા છે ! જે પળે જે જે સુખ દુખ પ્રાપ્ત થાય તેને ઇશ્વરની ઇચ્છા સમજી આનંદપૂર્વક ભેટવા તૈયાર રહેવુ જોઇએ !

(પુન પુસ્તક વાચવા માંડે છે, બે ત્રણ પળમાંજ પુન ધ્યાન ભંગ થાય છે)

અહા ! ભયના ભણકારા આજે મ્હારા હૃદયને આટલી સીમા પર્યંત કેમ ગભરાવી મુકે છે ! મ્હારા મનની આટલી બધી નીર્બળતા શાથી થઇ ! જે પિતા પ્રત્યે હું નીસીમ પ્રેમની લાગણી ધરાવુ છુ તે "મ્હારૂ શુ કરશે" ! એજ પ્રશ્ન વારવાર મગજપર તરી આવે છે !

(સૌભાગ્યના ન્હાના ભાઈ પ્રવેશ કરે છે !)

ભાઇ ભાઈ ! પિતાશ્રી તમને ક્યારનાએ યાદ કરે છે ! ચાલો ! અરે પણ મોટાભાઇ ! તમારા મુખપર આટલી બધી ઉદાશી શાથી ?

સૌભાગ્ય—કંઈ નહિ ! એ તો સહજ ! ચાલ ! હું હાલજ પિતાજી પાસે આવુ છુ (જાય છે)

સૌભાગ્ય (હસ્ત જોડી) પિતાજી વદન કરૂં છુ

લક્ષ્મીદાસ—કેમ ભાઇ સૌભાગ્ય ! તુ આટલો સમય કયા હતો ? ત્હારી ગઇ જોઇ જોઇ મ્હારા નેત્ર પણ સુઝી ગયા ! જો ભાઇ ! હાલમા ગત્રીના સમયે બીલકુલ બહાર ફરવા જવુ નહિ કારણકે ત્હારા અગપર સુવર્ણ અને મૌતિક જડીત્ર અલકાર ધારણ કરેલા છે. સુવર્ણ જેટલુ સુખદાયક છે તેટલુ દુખદાયક પણ છે શુ લાડકી સત્લાના જીવન નાશનો પ્રકાર તુ સર્વથા વિસરી ગયો ?

સૌભાગ્ય—ના પિતાશ્રી ! એ હૃદયદ્રાવક બનાવ વીસરાય તેમ નથી. ( વિચારમા પડે છે ).

લક્ષ્મીદાસ—કેમ સૌભાગ્ય ! તુ આમ લેવાઇ ગએલો કેમ લાગે છે ! આવા આનદદાયક દિવસોમા શોકમય મુદ્રા કરવાનુ શુ પ્રયોજન છે !

સૌભાગ્ય—પિતાશ્રી ! આપની અનુમતી વિના આજે મે એક પરમાર્થના કાર્યમા હાથ લબાવ્યો છે ! અને .. .. ...

લક્ષ્મીદાસ—(એકદમ લાલચોળ નેત્ર કરી)—હે શુ કહે છે ! સૌભાગ્ય ! કહે કહે ! જલ્દી કહે ! કેટલાની હોળી કરી આવ્યો છે ! ઓ નાદાન ! શુ તુ જાણતો નથી કે અત્યારે આપણે ત્યા ખર્ચની સરીતા ચાલે છે

સૌભાગ્ય—પિતાશ્રી ! જરાક શાન્ત થાઓ ! અને આ બાળકનો અપરાધ ક્ષમા કરો !

લક્ષ્મીદાસ—તુ આડીઅવળી વાત ત્યાગી દઇ એકદમ સીધો જવાબ આપ કે કેટલા રૂપીયા પરમાર્થમા આપી આવ્યો છે !

સૌભાગ્ય—લગભગ પાચસો રૂપીયાની કીમતનુ સુવર્ણ કકણ આપ્યુ છે પરતુ તેમા ગોપ્ય કરવા જેવુ કઇ નથી પિતાશ્રી ! તે શુભકાર્યમા

લક્ષ્મીદાસ (અતિ ક્રોધથી—ચુપકર ચડાળ ! નીચ ! તુ મ્હારૂ સર્વસ્વ નાશ કરી એક ભટકતા ભીખારીની સ્થીતિમા લાવવાનો ઉદ્દેશ રાખતો હોય એમ જણાય છે હાય હાય ! પાચસો રૂપીયા જેવડી મોટી રકમનો આમ એક પળ માત્રમા નાશ ! એ હરામી ! એક પૈસો પ્રાપ્ત કરતા કેટલો પ્રસ્વેદ વળે છે તેનો કઇ ખ્યાલ છે ! ઓ દુષ્ટ દૈવ ! તે શુ ધાર્યુ છે તે સમજાતુ નથી થોડાક વર્ષપર પુત્રીના અગપરથી લગભગ અઢી હજારના અલંકાર ચોરાઇ ગયા અને સાથે પુત્રીનો પણ નાશ થયો વળી હાલના લગ્ન પ્રસગમા પણ લખલુટ ખર્ચ ચાલે છે તેમા પાચસો રૂપીયાનુ આમ અણધાર્યુ નુકશાન ! ઓ નીચ ! તુ મ્હારો પુત્ર નહિ ! પણ પૂર્વ જન્મનો કોઇ શત્રુજ જન્મેલો જણાય છે

સૌભાગ્ય—પિતાશ્રી ! આપ જરાક શાત થાઓ તો હુ કઇક વિનતી કરૂ !

લક્ષ્મીદાસ—શાત થાઉ ! કેવી રીત્યે ! ત્હારી ઉચ્છૃખલતાએ મ્હારા હૃદયમાથી શાન્તી સળગાવી દીધી છે સૌભાગ્ય ! જો તુ આપણો પિતાપુત્રનો સબધ જાળવવા ઇચ્છતો હોય તો હાલ ને હાલ જા ! અને જેને કકણ આપ્યુ હોય તેની પાસેથી પાછુ લઇ આવ !

સૌભાગ્ય—પિતાજી ! આપ આ શુ બોલો છો ! પ્રભુએ આપને ઘણુ આપ્યુ છે અને હુ ખાત્રીથી કહુ છુ કે દાન કરવાથી ધન

કદાપી ઘટતુંજ નથી કારણકે ગરીબ મનુષ્યોના દુઃખ વિદારવામાં વાપરેલા દ્રવ્યનો બદલો સર્વદર્શી પ્રભુ આપ્યા સિવાય રહેતોજ નથી તાતજી ! જો આપને કરકસર કરવી હોય તો તેના અનેક માર્ગ છે મ્હોટા લગ્નમાં ખોટી કીર્તિની ખાતર હજારોની હોળી કરતાં આપને નુકશાનની કલ્પના પણ થતી નથી અને પરોપકારમાં–પ્રભુના પ્રિય કામમાં–અર્પાએલા દ્રવ્યને માટે આપ આટલા બધા ઉશ્કેરાઈ જાઓ છો એ ઘણુંજ શોચનીય છે આપણે ભુલી જવું જોઇતું નથી કે પ્રભુએ આપણને જે અઢળક દોલત બક્ષી છે તે ગરીબના દુઃખ નીવારવા માટેજ નહિ કે મોજમજા મારવા અને આવા બાહ્યાડંબર કરવા

**લક્ષ્મીદાસ**—ઓ નીચ ! હજારો રૂપીયાના ભોગે તને ઉચ્ચ પ્રકારની કેળવણી અપાવ્યાનું આ પરિણામ ! હાય ! હું સ્વપ્ને પણ ધારતો નહોતો કે તું વિદ્યાનો આમ દુરૂપયોગ કરી મ્હારી સામે ઉદ્ધતાઈ ભર્યાં જવાબ આપીશ

**સૌભાગ્ય**—પિતાજી ! એમાં વિદ્યાદેવીને વગોવવાનું કીંચીત પણ કારણ નથી હું ઉદ્ધતાઈથી નહિ પરંતુ અતિ નમ્રતાથી માત્ર એટલુંજ કહેવા માગું છું કે–પરમાર્થ એજ દ્રવ્યનો શ્રેષ્ટ ઉપયોગ છે. દુઃખીજનોપર દયાની દ્રષ્ટિએ જોવાથી જગત્પીતા ખુશી થાય છે સેંકડો વર્ષ તપ કર્યા છતાં પણ પ્રાપ્ત ન થાય એવી વિશ્વપતીની અક્ષય સુખદાયીની કૃપા સહજમાં મેળવાય છે.

**લક્ષ્મીદાસ**—દ્રવ્ય પ્રાપ્ત કરવામાં શું શું મુશ્કેલીયો પડે છે તેનો અનુભવ ન હોવાથીજ તું આવા તુચ્છ વાક્યો વદી રહ્યો છે બસ ! હવે હું ત્હારી સાથે વધારે વિવાદમાં ઉતરવા નથી ઇચ્છતો અને તને છેલ્લી આજ્ઞા કરૂં છું કે–સુવર્ણકંકણ હાલ હાજર કર !

સૌભાગ્ય—પિતાજી પિતાજી ! આપને પાયે પડુ છુ ! ઇચ્છા હોય તો આ પળેજ મ્હારો શિરચ્છેદ કરો પરતુ આપેલુ દાન પાછુ લેવાની કલકદાયીની આજ્ઞા ન ફરમાવો.

લક્ષ્મીદાસ—શુ તુ મ્હારી આજ્ઞાનો અનાદર કરે છે ! પાપી ! ધુળ પડી ત્હારા ભણતરપર ! પાલકની આજ્ઞાનુ ઉલ્લઘન કરવાનુ ક્યા શાસ્ત્રમા લખ્યુ છે ?

સૌભાગ્ય—પિતા ! પાલકની આજ્ઞા ન માનવાનુ કોઈ શાસ્ત્રમા નથી સુચવ્યુ પરતુ તે આજ્ઞા ધર્મપરાયણ હોવી જોઇએ પિતાજી ! આપ મને કોઇ બીજી આજ્ઞા કરો ! ચ્હાય તો ભયકર અગ્ની જ્વાળામા પડવાનુ કહો ? પ્રાણઘાતક વિષનો પ્યાલો પીવાનુ કહો ! અથવા મણીધરના મુખમા હાથ નાખવાનુ ફરમાન કરો અને પછી જુઓ કે આપનો આ કનીષ્ટ પુત્ર પોતાના પ્રાણ કરતા આપના હુકમને વધારે માન આપે છે કે નહિ ?

લક્ષ્મીદાસ—મ્હોટા મ્હોટા મહારથીઓના હ્રદયને કપાવનાર વિક્રાળ કાળનુ આક્રમણ થતા શૌર્યભર્યા વાક્યો મુખમાજ રહી જાય છે મિથ્યા ગુમાન કરવા માટે તે સમયે અત્યત પશ્ચાતાપ થાય છે.

સૌભાગ્ય—નહિ પિતાજી ! સાભળો—

ધિક્કાર છે તેને જીવન જે ધર્મથી વ્હાલુ ગણે,
કાયર બની અરીથી ડરી જે પીઠ દાખવતા રણે,
થઇ ભ્રષ્ટ નીજ કર્તવ્યથી જીવવુ ઘટે પળ પણ નહિ,
પિતૃ વચન કાજે વસ્યા શ્રી રામજી જગલ મહી

લક્ષ્મીદાસ—આટલી સીમા પર્યંત અભીમાન છે! તો સાંભળ! ત્હારી અક્ષમ્ય ઉચ્છ્રંખલતાને લીધે આજથી આપણો પિતા-પુત્રનો કુદરતી સંબંધ સમાપ્ત થાય છે સાથે મ્હારી સંપત્તિપરનો ત્હારો અધિકાર પણ ઉતરી જાય છે, એટલુંજ નહિ પણ હું ત્હારૂં ગર્વાચ્છાદિત મુખ વધારે વખત જોવા નથી ઇચ્છતો, માટે આ સ્થાનને આ ક્ષણેજ ત્યાગી અરણ્યનીવાસી થા!

સૌભાગ્ય--પિતાજી! આપની આજ્ઞા મુસ્તકપર ધારૂં છું, સૃષ્ટિના સર્વ સ્નેહીજનો ભલે મ્હારા પ્રતિ શત્રુતા દર્શાવે, પરંતુ અનાથોના નાથ-વિશ્વસ્વામી કદાપી મ્હને પોતાની શીતળ છાયાથી વિમુખ નહિ રાખે જંગલમાં સર્વત્ર સર્વેશ્વરનું અભય સામ્રાજ્ય છે તેની પવિત્ર આજ્ઞાઓનું પાલન કરનારને તે અપૂર્વ શાન્તિ અને શાશ્વત સુખનું પ્રદાન કરે છે આપની મીલ્કત તો શું પણ સદાચાર અને દયા જેવા ઇશ્વરી અલંકાર આગળ ચક્રવર્તી ભૂપાળની રિદ્ધિ સિદ્ધિ પણ તુચ્છ છે

( જાય છે )

---

## પ્રવેશ ૪ થો.

સ્થળ—લક્ષ્મીનું શયનમંદિર

પાત્રો—લક્ષ્મી તથા તેની સખી પાછળથી સૌભાગ્ય,

( મધ્યનીશાએ શયનગૃહમાં દિપક બળતો જોઇ નિર્મળા જાગ્રત થાય છે )

નિર્મળા—( સ્વગત ) અત્યારે સૃષ્ટિમાં સર્વ પ્રાણી નિંદ્રાના સુખદ સામ્રાજ્યમાં વિશ્રામ લે છે, સર્વત્ર શાંતતા છવાઇ રહી છે

ગૃહવિનાના રંક અને જગતના ત્રિવિધ તાપથી નાસેલા મનુષ્યોને પણ નિદ્રાદેવીએ પોતાના અભય અંકમાં સ્થાન આપ્યું છે, ત્યારે મ્હારી પ્રિય સખીની આવી સ્થિતિ શાથી થઇ હશે ? લાવ પુછું તો ખરી !

( લક્ષ્મીના નયનપડદા આવે , અને બોલાવે . ]

**લક્ષ્મી**—કોણ મ્હારી પ્રિય સખી નિર્મળા ! અત્યારે તું અહીં ક્યાંથી ? શું મ્હારા ચિંતાગ્રસ્ત અંતરને આશ્વાસન આપવા આવી છે ?

**નિર્મળા**—હા બ્હેન ! કૃપા કરી સત્વરે કહે કે તને શું દુઃખ થાય છે ! અંતર શાથી અકળાય છે ! અહા ! ભયથી ત્હારૂં સર્વાંગ કેવું ધ્રુજે છે ! પ્રસ્વેદના બિંદુ વડે લલાટપ્રદેશ કેવો ભીંજાઇ ગયો છે !

**લક્ષ્મી**—હાય !

કહેતાં સખી ! કારણ દુઃખદ આ જીભ અટકી જાય છે,
સંકષ્ટના અતિરેકથી અંતઃકરણ ચીરાય છે

**નિર્મળા**—શાંત થા બ્હેન ! અલ્પ સમયને માટે હૃદયને વજ્ર સમ કઠણ કરીને કષ્ટનો પ્રકાર કહે ત્હારી આ દશા મ્હારાથી નથી જોતી શકાતી

**લક્ષ્મી**—સાંભળ બ્હેન !

**હરીગીત છંદ**

પ્રિયતમ મળ્યા સખી સ્વપ્નમાં દ્વાર ઉપર લાવી દયા,
પ્રેમ રેલ રેલાવી રસિક આનંદમાં રસબસ થયા
મંજુલ ધ્વની મૃદુ હાસ્ય ! શું કામણ ભરેલી આંખડી,
સર્વાંગ સુંદર શ્યામની મોહક છબી અંતર જડી—૧

નિર્મળા—અહા ! પછી !

લક્ષ્મી—

નિરખી અતિવ સુખ દંપતીનું દૈવ ઉગ્ર કોપી થયું,
પર્યંત તુટયો પરિતાપનો મમ રંકનું કાંચન ગયું,
વિષધર ભયંકર કાળ થઈ, દઈ દંશ હા ! ચાલ્યો ગયો,
રસરાજ, પ્રિય શિરતાજ આત્મા સ્વર્ગ સુખ ભોગી થયો—૨

દુઃખ સ્વપ્નથી વ્યાકુળ બની દીપક કયો કંપીત કરે,
સમજાય ભાવી મર્મ ના ! મન ધૈર્ય શી રીતે ધરે,
ભણકાર ભયના અંગ ભેદી ! હૃદય પટપર તરવરે,
શલ્ય બનીને શસ્ત્ર બ્હેની ! જીવનની જયોતી હરે—૩

નિર્મળા—બ્હેન ! હું અંતઃકરણપૂર્વક ઇચ્છું છું કે ત્હારૂં સ્વપ્ન અફળ હજો ! પરંતુ સખી ! આમ સ્વપ્નને લીધે હૃદયને આટલી સીમા પર્યંત ઉદ્વીગ્ન કરવાનું કંઈ પ્રયોજન નથી, જો જો ! પ્રાતઃકાલીન પ્રભા દ્રશ્યમાન થાય છે, ચિત્તને સ્થિર કરી પરમાત્માની પ્રાર્થના કર અનાથોના નાથ-વિશ્વાધાર તને જરૂર સ્હાય કરશે ત્હારા સૌભાગ્ય ભાનુની રક્ષાનો ભાર પોતાના શિરપર ધરશે

( બ્હારથી કનકલતા આવે છે )

બ્હેન વધાઈ ! વધાઈ !

લક્ષ્મી ( અત્યંત આતુર વદને )-કહે કહે ! શું છે બ્હેન !

કનકલતા-નિરખી નિશા નિસ્તેજ ઇંદુ અંતરે આવી દયા,
દર્શન દઈ, સુખકર થઇ, શોભાવવા ઉત્સુક થયા,
દિનકરતણી જ્યોતિવડે દુર તિમિર જગનું થાય છે,
તજ શોક, સજ આનંદ, પ્રિયતમ આવતા દેખાય છે

**લક્ષ્મી**—અહા બ્હેન ! આવી મીઠી વધામણીના બદલામા તને શુ આપુ ? પિયુનો સદેશો લાવનારને મ્હારૂ સર્વસ્વ અર્પુ છતા ઓછુજ છે. ( કઠમાથી મોતીની માળા કાઢવા જાય છે )

**કનકલતા**—સખી ! ઘેલી થઇશ ના ! આવા નિર્જીવ ઉપહારની મને લેશમાત્ર અપેક્ષા નથી. ઇશ્વર તમારૂ જોડુ સદા સર્વદા સુખમા રાખે એ અમારે મન સ્વર્ગના વૈભવ મળ્યા બરાબર છે.

( એટલામા સૌભાગ્ય નિસ્તેજ મુદ્રાએ આવી ઉભો રહે છે ! સખીયો ચાલી જાય છે )

**લક્ષ્મી**—પધારો ! મ્હારા જીવનદીપક ! દાસીને દર્શન દઇ કૃતાર્થ કરી.

( કઇ જવાબ મળતો નથી )

**લક્ષ્મી**—પ્રાણ ! કેમ કઈ બોલતા નથી ! અરે ! સૂર્ય સમાન જ્યોતીર્મય મૂખ આજે કરમાયલુ કેમ દેખાય છે ! મ્હને ઘેલુ બનાવનાર ઓષ્ટમા નીરતર તરવરતુ સ્મીત કયા જણાય છે ! કહો કહો વ્હાલા ! શ શયને હીંડોળે ચડેલી સેવિકાને વધારે વ્યથીત ન કરશો. શુ કોઇએ કટુ વચન કહ્યુ છે ! કે કઇ અણધારી આફત આવી છે ?

( નીશ્વાસ નાખે છે )

**લક્ષ્મી**—નાથ ! મ્હારા સામુ જોઇ જોઈ અતરમા ઉષ્ણ નિશ્વાસ કેમ ભરો છો ! કિ કરીનો એવો કયો દોષ દ્રષ્ટિએ ચડયો છે કે જેને લીધે આપને આટલો સતાપ થાય છે ! ધર્મ વિરૂદ્ધ કઇપણ વર્તન કર્યુ હોય એમ સ્મૃતિમા નથી છતા વ્હાલા ! કઈ વાક થયો હોય તો ક્ષમા કરો આશ્રિત અબળાપર આમ રોષ રાખવો ઉચિત છે !

સૌભાગ્ય—મ્હારી જીવન લક્ષ્મી ! મ્હારા મૌન માટે એવા મિથ્યા કારણ કલ્પી વિચારને વટોળીયે ચડીશ નહિ ત્હારા નિષ્કલંક વર્તનનો મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે

લક્ષ્મી—કહો કહો નાથ ! ત્યારે કયા કષ્ટને લીધે આપના મુખ ચંદ્રની કાંતી કરમાએલી પ્રતીત થાય છે ! હું વિશ્વપતિને વિનંતી કરૂં છું કે આપનાપર વરસવાનું વિપત્તી વાદળ મારા પર વરસાવજે

સૌભાગ્ય—નહિ મ્હારા પ્રાણ ! હૃદયનું અદ્વૈત રચાયા પછી મ્હારૂં ત્હારૂં એવી ક્ષુદ્ર ભાવનાનું અસ્તીત્વ સંભવતુંજ નથી. તેથી ઉભયને સુખ દુઃખનો સમાનજ અનુભવ થાય છે

હરીગીત છંદ

પરમાર્થમાં મુજ તાતને પુછ્યા વિના પગલું ભર્યું,
અતિ રંક બાળા વિપ્રની પરણાવવા ધન વાપર્યું;
એ વાત થાતાં જ્ઞાત અંતર ઉકળ્યું પાલક તણું,
માર્યા વચનશર મર્મવેધક કષ્ટ ઉર ઉપજ્યું ઘણું-૧

વાધ્યો પરસ્પર વાદ ઉચ્છેદન વિનય કેરૂં થયું,
શિક્ષા કીધી ગૃહત્યાગની ! વાત્સલ્ય વ્હાલ ઉડી ગયું,
ના મૃત્યુના મુખમાં જતાં કિંચિત મન ગભરાય છે,
પણ કષ્ટ ત્હારૂં કલ્પતાં આ લોચનો ભીંજાય છે-૨

લક્ષ્મી—હાય ! પ્રિયતમ ! સ્નેહભોજનના પ્રથમ ગ્રાસમાંજ મક્ષિકા ! પ્રેમ નાટકના પ્રથમ પ્રવેશમાંજ નિરાશાનું દર્શન !

સૌભાગ્ય—મ્હારા પ્રેમી પુષ્પ ! આપણા સંબંધનો પ્રારંભ આ રીતેજ નિર્માણ થયો હશે તેથી માત્ર ભાગ્ય વિના કોઇને દોષ દેવો નિષ્પ્રયોજન છે માટે કૃપા કરી પ્રયાણ માટે રજા આપો.

**લક્ષ્મી—એટલે** ! શુ મ્હારા પ્રાણાધાર મ્હને એકલી મુકીને જશે ?

**સૌભાગ્ય—હા** વ્હાલી ! કારણ કે અરણ્યની અસહ્ય આપત્તીઓ આ કોમળ કુસુમથી સહી શકાય નહિ

**લક્ષ્મી—પીયુ** ! આ શુ બોલો છો ! શુ મ્હારા હૃદયેશ વનના દુ ખ વેઠશે અને આ કિકરી પીતૃગૃહે રહી વૈભવ ભોગવશે ? શુ માછલી જળની બહાર રહી શકશે ? છાયા કાયાથી કદી વિખુટી થશે ? વ્હાલા ! આ દેહ કોમળ છે. પરતુ તે મ્હારા રસિકને શ્રૃગારની સરિતામા ભીંજાવવા માટેજ. સકષ્ટમા સહભાગી થવાનો સમય આવતા જે સ્ત્રીની નાજુકતા અદ્રષ્ય થતી નથી તે સ્ત્રી નહિ પણ સાક્ષાત પીશાચીનીજ છે

**સૌભાગ્ય—પ્રિયા** ! તુ એક આદર્શ આયાના ગુણથી અલકૃત છે તેથી મ્હારા દુ ખમા સહભાગીની થવા ધારે છે, પરતુ હુ તને એ ત્રાસદાયક કષ્ટનો સાક્ષાત્કાર કરાવવા લેશપણ ઇચ્છતો નથી તેથી તને સાથે લઇ જઇશ નહિ

**લક્ષ્મી—ત્યારે** શુ તમે મને વિયોગ વન્હિમા બળતી મુકી ચાલ્યા જશો ? શુ એમ કરવાથી હુ સુખી થઇશ ? વ્હાલા ! પખીણીની પાખો કાપી નાખી તેને પુછો કે હવે તુ સુખમા રહી શકીશ ? વ્હાલા ! વૈભવની લેશ માત્ર વાચ્છના નથી પિયતમની શીતળ છાયામાજ અમારા આનદની પરીસીમા સમાએલી છે તમારા પુનીત ચર્ણ સેવન આગળ, રમ્ય મહાલય, વસ્ત્રાલકાર અને રિદ્ધિ સિદ્ધિ વિગેરે સર્વ તુચ્છ છે તરછોડી ચાલ્યા જશો તો આહાર અગને પોષવાને બદલે શોષશે ચદ્રના શીતળ કીરણો શાતિ દેવાનો કુદરતી સ્વભાવ વીસરી જઇ દેહને બાળશે અને સ્વલ્પ કાળમાજ

તમારૂં ખીલતું પુષ્પ અકાળે કરમાઈ જશે. માટે જો મને સુખીજ કરવી હોય તો સાથે લ્યો! પ્રાણ!

સૌભાગ્ય—માથે કદી લેનાર ના આ વ્યર્થ વાદ કરાય છે,
દમયંતી દુખ સંભારતાં રોમાંચ ઉભા થાય છે,
સીતા સતી ત્રાસ્યા અતી મતિ ભ્રષ્ટ ક્રૂર લંકેશથી
સમજો સુકોમળ સુંદરી! કંઇ સાર ગ્રકઝકમાં નથી

લક્ષ્મી—સંકટ વધાવ્યા સ્નેહથી પણ નાથ સાથ તજ્યો નહિ,
દુખ અભ્ર અંતે દુર થયા કીર્તિ વધી અવની મહીં,
નારી જીવનનૌકા તણું સ્વામીજ એક સુકાન છે,
દર્શન નીરંતર એજ અંતર શ્રેષ્ટ સુખનું સ્થાન છે

સૌભાગ્ય—પણ તારા માતાપિતા અનુમતી આપશે?

લક્ષ્મી—નહિ આપે તો તેમની મર્યાદાનું ઉલ્લંઘન કરીને પણ સાથે આવીશ

સૌભાગ્ય—જન્મદાતા માતાપિતાના આદેશનો અનાદર કરવો શું ઉચીત છે?.

લક્ષ્મી—ત્યારે શું બાળકોને ધર્મપંથપર વિચરતાં કંટકરૂપ થવું એ વડીલોની રીત છે?

સૌભાગ્ય—ભલે! ત્હારી ઇચ્છા હોય તેમ વર્તજે

(લક્ષ્મી સહગમનની ઇચ્છા સફળ થવાથી આનંદ પામે છે અને પ્રયાણ માટે માતાપિતાની આજ્ઞા માગવા જાય છે)



## અંક ૨ જો.

### પ્રવેશ ૧ લો

પાત્રો-સૌભાગ્ય અને લક્ષ્મી
સ્થળ—અરણ્ય માર્ગ

સૌભાગ્ય—લક્ષ્મી ! તમારા માતાપિતાએ કીંચીત માત્ર આનાકાની વિના સહગમનની અનુમતિ આપી એ જોઇ મને અત્યંત આશ્ચર્ય થાય છે

લક્ષ્મી—પ્રિયતમ ! આ રંક અબળાની આંતરિક આકાંક્ષા પુર્ણ કરવા માટે સર્વેશ્વરે તેમના હૃદયમાં ગુપ્ત પ્રેરણા કરી હોય એમ જણાય છે

સૌભાગ્ય—મ્હારા પ્રાણ ! સૂર્યના પ્રખર કીરણો અને ચાલવાના શ્રમથી શરીર કેવું ક્ષીણ થઈ ગયું છે ! ઓ પ્રભુ ! આવી કોમળ નિર્દોષ દેહલતા શું સંકટ સહન કરવાજ સરજાએલ છે ?

લક્ષ્મી—વલ્લભ ! મ્હારા કષ્ટની વ્યર્થ કલ્પનાઓ કરી વિહ્વળ ના થશો ! મ્હારા અંતઃકરણમાં અત્યારે કેવી મધુર શાન્તિ છવાઇ રહી છે એ જો આપ જાણતા હોત તો ભાગ્યેજ આવા ઉદ્દગારો કાઢત વ્હાલા ! જુઓ જુઓ ! શીતળ મંદ મંદ શુદ્ધ સમીર મનુષ્યોના મનને પણ શુદ્ધ બનાવી રહ્યો છે પક્ષીગણો કુદરતની પવિત્ર લીલાના મધુર ગાન સંભળાવે છે, અસ્તાચળમાં ગમન કરતો સૂર્ય ચડતી પડતીના મહાન મંત્રનું ભાન કરાવે છે. સુખ અને દુઃખ તો માત્ર મનની માની લીધેલી કલ્પનાઓ છે વ્હાલા ! પ્રભુએ મ્હારાપર દયા કરી એશઆરામમાં ઉછરેલા અંગને સહનશીલ બનાવ્યું છે,

તેથી હવે મને કષ્ટની કલ્પના પણ થતી નથી તમારા મુખમાંથી નીકળતા મધુર વચનો શ્રમ પરિહાર કરવામાં વીજયી નીવડે છે આપના દર્શનરૂપી અમૃતનું પાન ક્ષુધા તૃષાને શાંત કરે છે નીર્મળ પ્રેમના ઝરણા આગળ શ્રીમંતાઇના ક્ષણીક સુખો ક્ષુદ્ર છે ! વ્હાલા !

સૌભાગ્ય—ખચીત્ત ! લક્ષ્મી ! તું મ્હારા અંતરનો સાચો દિલાસો છે મ્હારી ભાગ્યદેવી ! ત્હારો પ્રત્યેક શબ્દ આર્ય બાળાઓના જીવનમાં ઉતારવા યોગ્ય છે

લક્ષ્મી—આ દાસી ઉપર એટલો બધો ભાર ! નાથ ! હવે આપ જરાક નિદ્રાધિન થાવ

( સૌભાગ્ય નિદ્રાધીન થાય છે લક્ષ્મી ચરણ સેવન કરેછે થોડીવારમાં તે પણ નિદ્રાધીન થઇ જાય છે )

શુગ્વીરસીંહ ( સ્વગત ) અહા ! આવા ભયાનક અરણ્યમાં નિશ્ચિંતપણે નીંદ્રાનો ઉપભોગ કરનાર કોણ દંપતી હશે ? આ લલનાના લાવણ્યની સરખામણી કોની સાથે કરૂં ! જાણે આખી શ્રૃષ્ટિનું સૌંદર્ય ચોરી ન નાસેલી હોય ! અહા ! શું અર્ધ વિકસિત નેત્રની છટા ! પ્રેમી હૃદયને માટે ખંજર સમાન છે એ હૃદયને ઘેલું બનાવનાર ચંચળ નયનો ! જ્યારે મ્હારી સાથે પ્રણયના ગુપ્ત સંકેત કરશો ત્યારેજ શાંતી થશે શું આવું રમણીરત્ન આમ ધૂળમાં રગદોળાવા લાયક છે ! અહા વિધાતાની કેટલી બધી ક્રુરતા ! જે કોમળ દેહ કળીને રેશમના બારીક વસ્ત્રો પરિધાન કરતા પણ સહજ કઠોરતા પ્રતીત થાય તેને કંટક અને કંકરવાળી ભૂમિપર શયન કરાવે છે જે રત્નભારત્ન, સુવર્ણ સાથે જડાવા યોગ્ય છે, તેને પત્થર સાથે પટકે છે ! નહિ ! મ્હારે

અવશ્ય ત્હારી ભૂલ ભાગવી જોઇયે ત્યારે શુ મ્હારે આ અપ્સરાને ઉપાડી એકદમ ચાલ્યા જવુ ! અરે પણ આ મનુષ્ય જ્યારે જાગશે ત્યારે પોતાની સ્ત્રીને ન દેખવાથી કેટલો દુખી થશે ! પણ જો હુ આવા વિચાર કરવા બેશીશ તો અચાનક પ્રાપ્ત થએલ સ્નેહની સરીતા ગુમાવીશ માટે કાળજાને ક્રુર બનાવી કાર્ય સાધક થવામાજ શ્રેય સમાએલુ છે (લક્ષ્મીને કઇક દવા સુઘાડે છે અને રથમા નાખી એકદમ ચાલ્યો જાય છે અને પોતાના મહેલના એક દિવાન ખાનામા કોચપર સુવાડે છે કેટલીક વારે લક્ષ્મી સાવધ થાય છે)

લક્ષ્મી—અરે ! હુ આ શુ જોઉ છુ ઓ પ્રભુ ! આતે સ્વપ્ન છે કે સત્ય ! અરે હાય ! મ્હારા પ્રાણનાથ ક્યા ! હુ અરણ્યને બદલે આ મહાલયમા ક્યાથી ?

શુરવીરસિહ—પ્યારી ગભરાશો નહિ એ તો . .

લક્ષ્મી—(એકદમ ક્રુદ્ધ થઇ) ચૂપકર ! પ્યારી કહેનાર પીશાચ ! નરમાસ ભક્ષક ક્રૂરતાની મૂર્તિ ! કહે ! શુ તુજ મને અરણ્યમાથી ઉપાડી અહીં લાવ્યો છે ?

શુરવીર—અલબેલી ! તમે જરા ક્રોધને ત્યાગી શાતીથી વાત તો સાભળો ! તમને અહીં લાવવામા મ્હારો શો ઉદ્દેશ છે એ જાણુશો ત્યારે ખચીત મ્હારા માટે આવા નીચ ઉદ્ગાર કાઢવા માટે તમને તીવ્ર પશ્ચાતાપ થશે

લક્ષ્મી—હુ ત્હારી એક પણ વાત સાભળવા ઇચ્છતી નથી નીચ ! જાલીમ શયતાન ! વાકચાતુર્ય ચલાવ્યા શિવાય મ્હારા સ્વામી ક્યા છે તે જલ્દી કહે !

શુરવીર—(આશ્ચર્ય દર્શાવતો) ત્યારે જગલમા તમે ત્હમારા સ્વામીની સાથે હતા ?

લક્ષ્મી—હા !

શુરવીર—ત્યારે અળગા શાથી પડ્યા ?

લક્ષ્મી—ત્હારા જેવા અધમ રાક્ષસના આગમનથી

શુરવીર—સર્વથા અસત્ય ! ઓ ત્રીભુવન મોહીની ! પુરૂષોના અંતઃકરણ પ્રપંચથી ભરેલા હોય છે એ સિદ્ધાંતની સત્યતાનો હવે સંપૂર્ણ પરિચય થાય છે અરે ! એવો કોણ નિર્દય હશે કે પોતાની ઇચ્છાના પંથને નિષ્કંટક કરવાના હેતુથી તમારા જેવી પુષ્પ સમાન કોમળ કાયાને વિકટ સ્થાનમા મુકી ચાલ્યો ગયો ! ખરેખાત ! નળ ભૂપાળે દમયંતી પ્રત્યે જેવુ દયાહીન વર્તન ચલાવ્યુ હતુ, તેનુ તમારા પતિએ અનુકરણ કર્યું હોય એમજ લાગે છે ધિક્કાર છે એની નિષ્ઠુરતાને !

લક્ષ્મી—ઓ કપટના પુતળા ! આ હૃદયમા મ્હારા સ્વામીને વિશ્વાસઘાતી ઠરાવવાનો ત્હારો દુષ્ટ ઉદ્દેશ કદાપી સફળ થવાનો નથી. મને મ્હારા જીવનેશ્વરના સ્નેહાળ સ્વભાવની પુર્ણ ખાત્રી છે

શુરવીર—ભામીની ! ત્હમારી ભયંકર ભુલ થાય છે. પુરૂષો પ્રત્યે આટલી બધી અંધ શ્રદ્ધા રાખવામા તમારી વિચારશક્તિ ઠગાય છે. દમયંતીના પતી કરતા તમારા સ્વામી વિશેષ ગુણીયલ હોય એમ હું માની શકતો નથી.

લક્ષ્મી—નળરાજાના અંગમા કળીએ પ્રવેશ કર્યો હતો મ્હારા નાથના અંતરમા ધર્મ અને નીતિનો ભાનુ પુર્ણ કળાથી પ્રકાશી રહ્યો છે. તેથી તેઓ દયાને દુર કરી મને વિસરી જાય એ તદ્દન અસંભવિત છે.

શુરવીર—હુ ચોક્કસ સાબીતી આપુ તો ?

લક્ષ્મી—તો પણ હુ એ વિષયમા દમયતીની શિષ્યાજ છુ, સતીએ જેમ સ્વામીના સ્મર્ણમા અનેક સકટો સહન કરી કાળ નીર્ગમન કર્યો હતો તેમ હુ પણ કરીશ. આકાશ પાતાળ કે પર્વતની ગુફાઓમા જ્યા હશે ત્યાથી શોધી કાઢીશ

શુરવીર—અને તેમ છતા નહિ મળે તો ?

લક્ષ્મી—આ નશ્વર જીવનને ત્યાગી દઇશ પણ ત્હારા જેવા કુલાગારની નીચ ઇચ્છાને તો કદી સ્વાધીન નહિ થઇશ

શુરવીર—શુ આવા અમુલ્ય જીવનનો આ ઉપયોગ ?

લક્ષ્મી—સ્ત્રીનુ જીવન, સ્વામીની શીતળ છાયા હોય ત્યા સુધીજ મુલ્યવાન ગણાય છે પતિ વિના તૃણથી પણ તુચ્છ થઇ જાય છે

શુરવીર—હુ એ વાતનો સ્વીકાર કરી શકતો નથી

લક્ષ્મી—ત્હારા ચક્ષુપર મોહનુ દુખદ વાદળ છવાયુ છે માટે ધર્મ અને નીતિનો પાઠ શીખવનાર પવિત્ર શાસ્ત્રોનુ વિલોકન કર

શુરવીર—મ્હારા મતવ્ય પ્રમાણે એવા શાસ્ત્ર લખનારાઓમા સૌ વર્ષનો દુષ્કાળજ હોવો જોઇએ

લક્ષ્મી—ત્યારે શુ તુ નીતિને બદલે અનીતીનુ અવલબન કરવામાજ શુરવીરતા સમજે છે ? ઓ ક્ષત્રિયકુળ કલક—વિષય પકના કીડા ! ત્હારા સૂર્યવશી પૂર્વજોની ચળકતી કીર્તિનુ સ્મર્ણ કર ! અરે કીતિની પરવા ન હોય તો તારા પોતાના જીવનને તો વિચાર !

શુરવીર—શુ !

લક્ષ્મી—એજ કે—

### હરીગીત છંદ

રાવણ સમો નૃપતિ ગયો દુર્બુદ્ધિથી યમ દ્વારમા,
કીચે ગુમાવ્યા પ્રાણ જો ! પર પ્રેમદાના પ્યારમા,
કૌરવતણુ કુળ વૃક્ષ પણ ઝેરી વિષય જળથી સડયુ,
દેવી અહલ્યા આશમા શુ ઇંદ્રને સુખ સાપડયુ ? ૧

મોહક નયન નારી તણા નીરખી દીવાનો થઇશ ના,
વિષથી ભરેલી સર્પિણીને સ્પર્શ કરવા જઇશ ના,
દોરી જીવનની કાપવા કરમા કુહાડી લઇશ ના,
મન અશ્વપર અંકુશ ધર ! છુટો થવા તુ દઇશ ના ૨

જે અંગપર તુજ પ્રેમ તે મળમુત્રનો ભંડાર છે,
મતિમંદના આનંદ કંઈ વ્યભીચારમા મળનાર છે,
આજ્ઞા ઉલ્લંઘી ઇશની મન વાચ્છના ફળનારના,
શયતાનના સંસર્ગમા શાન્તિ મધુર મળનારના ૩

શુરવીર—ઉપદેશ સાભળવા તણી ઇચ્છા નથી અલબેલડી,
બહુ યત્નના અંતે અહા સુર સુંદરી મુજને જડી,
સુકુમાર રંભા ઇશ્વરે નવરાશના સમયે ઘડી,
પરલોક ભયથી ત્યાગવી ! શુ મૂર્ખતા એથી વડી ૧

પરલોકની વાતો મહીં નહિ સત્ય કંઈ સમજાય છે ?
જે જાય છે જોવા ! ફરી હાજર અહીં ના થાય છે;
ભરમાવ ભોળા લોકને શુરવીર આ ડગશે નહિ,
પંજા મહીંથી છુટવાની આશ તુજ સરશે નહિ. ૨

અક્કલ તણા દુશ્મન ખરે ! જે શાસ્ત્રને સાચા ગણે,
વૈભવ નમે છે ચર્ણમા શીદ સ્તોત્ર શંકાના ભણે,

હાયે ચડેલો દાવ છે! શું તર્કના કિલ્લા ચણે!
સુખ માણવા મન ભાવના એ ધર્મ માન્યો આપણે ૩

લક્ષ્મી—ધિક્કાર છે એ નીચ! જો તુજ પૂર્વજો લજવાય છે,
નીર્લજ વચન ના ભાખ! ભાનું કીર્તિનો ઢંકાય છે,
નાદાન શિક્ષા માન! શીદ વાયુ પકડવા જાય છે,
ના સાર છે નીચ કૃત્યમાં! કિરતાર ક્રોધિત થાય છે ૧

સતીયો તણા સંકલ્પથી કમજાત તું અજ્ઞાત છે,
દેવેન્દ્ર કે ના દૈત્યની સંતાપવા તાકાત છે,
કાયર નથી આ નાર કે હથીયારથી કંપી જશે,
નિતિ-ધર્મ-ધનને રક્ષતા ના પ્રાણ વ્હાલા માનશે ૨

વાદળ છાયું ગર્વનું દુઃખકાર તુજ ચક્ષુપરે,
મૃત્યુ તણો મ્હેમાન ના હિત વચનને અંતર ધરે,
બાજી હજી છે હાથ! તજ સંગાથ દુષ્ટ! વિષય તણો,
કર ખ્યાલ કંઈ સ્થિર ચિત્તથી પરિતાપકર પરિણામનો ૩

શુંગીર—પરવા નથી પરિણામની ના મ્હોતથી કાચીન ડરૂં,
કાયર નથી! નર કેસરી છું! કાર્ય ધારેલું કરૂં,
પોથા તણા થોથા બધા પાણી વિષે પધરાવજે,
વાતો કરીને વ્હેમની જન બાયલા ગભરાવજે

લક્ષ્મી—શુરવીર સાચો હોય તે મુખથી કદી બોલે નહિ,
કર્તવ્યને અળગું કરી અભિમાનમાં ડોલે નહિ,
ક્ષત્રી નથી પણ ક્ષુદ્ર છે! તુજ પાપમાં મન પરવર્યું,
ધિક્કાર છે તુજ જન્મને શીદ માતનું યૌવન હર્યું!

શુરવીર—કર શબ્દના રાગ બંધ, અગ્નિ ક્રોધનો અહી પ્રકટગે,
યૌવન તણુ વનનુ કુસુમ એ જ્વાળમા સળગી જગે,
સભાળ—તુ પ્રતિકાળ ! ના અપમાન આ સ્હેવાય છે,
અંતર દયા આવે જરા ! તેથીજ કર અચકાય છે

લક્ષ્મી—અપકૃત્યને અવલબતા ના આબરૂ સચવાય છે,
"પાપી ન સુખ પામે કદા" કુદરત તણો એ ન્યાય છે,
સન્માન ઇચ્છા હોય તો તજ દુષ્ટતા દુખ કારિણી,
કર શાત જ્વાળા કામની ભક્તિ વડે ભયહારિણી

શુરવીર—ઇશ્વરતણી ભક્તિ વિષે કઈ સાર મે દીઠો નથી,
વૈકુઠનો આનદ યૌવન વન થકી મોટો નથી,
સત્સગ કોમળ અગસમ શાતીજનક ના થાય છે,
ગાણા અને શોખીન જન શ્રૃગારના ગીત ગાય છે

લક્ષ્મી—હદ ઇશ્વરે બાધેલ છે રસ ભોગને શ્રૃગારની,
પરણેલ એકજ પ્રેમદા નૌકા ખરી સસારની,
છે પ્રેમને, વિષમય વિકારી વૃત્તિમા અતર અતી,
કમભાગ્ય જન સરિતા તજી, જળ મલીનમા ગણે મતી

શુરવીર—તૈયાર છુ કર ઝાલવા સાચી પ્રીતીની રીતથી,
સમજીશ તો રીઝવીશ રાણી સ્નેહના સગીતથી,
છે દાસ દાસી ભોગવો ના દ્રવ્યની કઇ પણ મણા,
કારણ વિના ઇન્દુમુખી ! કરવા દુખી ના ધારણા.

લક્ષ્મી—જ્યા પ્રેમ સાચો હોય ત્યા ના શર્ત દર્શાવાય છે,
ના સ્નેહની અભ્યર્થના બળ દાખવીને થાય છે,

નિર્મળ પ્રીતિના નીર ના પૈસા વડે પીવાય છે,
ઇચ્છા નથી ફળનાર તુજ આ વ્યર્થ યત્ન કરાય છે

શુરવીર—અભિમાન ત્યાગી શૌર્યનો તુજ ચર્ણમા વિનતી કરૂ,
મોહક મનોહારી ! કહે તો પ્રાણ પ્રેમે પાથરૂ,
ઘાયલ બન્યુ છે ઉર મુજ, સુઝ ના પડે બીજી કશી,
નિરખી વદન નવયૌવના ! શરમાય છે નભમા શશી

લક્ષ્મી—મુખકાતિ ના રહેશે સદા શીદ અંધ થઇ અજાય છે,
યૌવન જતા આવે જરા ! સુકુમારતા કરમાય છે,
પરવશ બન્યો શુ છેક ! ગૌરવ ક્ષત્રી કેરૂ વીસરી,
સ્વામી અવર છે દેહનો ! સત્તા નથી મારી જરી.

શુરવીર—જે દ્રવ્ય માટે યોગીયોના ચીત્ત ચચળ થાય છે,
વ્યાપારીયો લલચાઇને દુર દેશમા દોરાય છે,
તે ભાગ્યના પરિબળવડે તુજ પાયમા અથડાય છે,
સમજી શકુ લવલેશ ના દુર્લક્ષ કેમ કરાય છે

લક્ષ્મી—ધનમાજ જો આનદ છે, તો કેમ મુજને કરગરે !
શાતિ તજી, ચિતા સજી, શીદ કષ્ટના વનમા ફરે,
સુખના મનોહર બાગના તે પુષ્પ નીહાળ્યા નથી,
સતોષના સાગર તણા મોઝા હજુ ભાળ્યા નથી

શુરવીર—ત્યારે શુ આખા જગતના જ્ઞાન અને ડહાપણનો ખજનો ત્હારાજ હાથમા છે ? પણ યાદ રાખજે ! આ અભીમાન ત્હાર જીવનની ભયકરમા ભયકર પાયમાલી કરશે મ્હારા ચક્ષુમાથી ક્રોધનુ કટાક્ષ છુટતા તારે બોલેલા શબ્દો પાછા ગળવા પડશે

લક્ષ્મી—નહિ ! એક સાચી આર્યબાળા પોતાના નિર્ણયને પ્રાણાન્તે પણ ત્યાગતી નથી શીયળના સંરક્ષણ માટે હું મૃત્યુને પણ આનંદમય મુદ્રાથી વધાવી લઇશ

શુરવીર—અહા ! જે સત્તા અને ઐશ્વર્ય અવલોકી ઇન્દ્ર પણ ઝાંખો પડે છે જેના શૌર્યની વિશ્વના પ્રત્યેક પ્રદેશમાં વીરહાક વાગે છે, જેનું સન્માન કરવામાં સાર્વભૌમ ભૂપાળો પણ મહદ્ભાગ્ય માને છે—એવો એક રણવીર—આર્જવતાપૂર્વક ત્હારા પ્રેમની ભીક્ષા માગે છે, છતાં ઓ ગુમાની અબળા ! તું આટલી બધી બેકદર થાય છે !

લક્ષ્મી—ત્હારા સામર્થ્યની સ્તુતીના ગાન કરવામાં હજુ કંઇ ખામી રહેલી હોય તો ભાટચારણો પાસે ગવરાવ. કિંવા કવિઓના કાવ્યોમાં વસાવ ! પણ આ અબળાનું અંતઃકરણ કોઇ કાળે પીગળાવી શકીશ નહિ. મૂર્ખ ! તું સમજે છે ! કે મ્હારા સ્વામીના એક નપુર શબ્દ આગળ સ્વર્ગની સમૃદ્ધિ પણ તુચ્છ છે !

શુરવીર—એમ છે ! તો હું પણ હવે જોઉં છું કે આ મિથ્યા મગરૂરી કેટલો સમય ટકી શકે છે—અરે ! સરદારસીંહ !

સરદાર—જી. હાજર !

શુરવીર—આ કમભાગ્ય કામીનીને આપણી જેલની એક અંધારી કોટડીમાં લઇ જા અને મ્હારો તિરસ્કાર કરનારને કેવી ઘોરતમ શિક્ષા થાય છે તેનો સાક્ષાત્કાર કરાવ !

સરદાર—જેવો હુકમ ! ( જેલમાં લઇ જાય છે )



## પ્રવેશ ૨ જો.

પાત્રો—સૌભાગ્ય-પાછળથી એ ન્યાસી
સ્થળ—અરણ્ય

(સૌભાગ્ય નિદ્રામાથી જાગૃત થાય છે અને સમીપમા લક્ષ્મીને ન જોતા જાણે એકાએક વિદ્યુત્પતન થયુ હોય તેમ પૃથ્વીપર પટકાય છે પુનઃ ભાન થાય છે અને સ્વગત મુખમાથી ઉદ્ગાર કાઢે છે)

મ્હારી જીવન લક્ષ્મી ! તુ કયા ચાલી ગઈ ! હાય ! શુ આખરે મને અરણ્યમા રઝળતો મુકી ગઈ ! શુ કોઈ હિસક પ્રાણીનો ભોગ તે નહિ થઈ હોય ! અરેરે ! કાઈપણ કલ્પના કરી શકાતી નથી શુ ત્યારે જગલના કષ્ટથી કટાળીને કોઈ સુખનો માર્ગ તો નહિ શોધ્યા હોય ? ના ના ! ઓ કૃતઘ્ની હૃદય ! સાચી પ્રેમાળ પ્રિયા પ્રત્યે આવા નીચ વિચાર ન કર જેણે મ્હારી ખાતર પિયરના સુખ-વૈભવને તિલાજલી આપી જે મનેજ પોતાનુ સર્વસ્વ માને છે. તે પ્રાણાન્તે પણ અળગી થાય એ સભવિત નથી અરેરે ! હવે કયા ગોતુ ! ઓ પરોપકારી વૃક્ષો ! તમે વિના વિનતીએ મનુષ્યોને મધુર ફળ અર્પણ કરો છો ઘટાદાર શીતળ છાયામા મુસાફરોને વિસામો આપો છો તમારી પરોપકારશીલવૃત્તિથી આખુ વિશ્વ પરિચિત છે તો આ હતભાગ્યને પ્રિયાની ખબર કહેવા જેટલી ઉદારતા નહિ દર્શાવો ? ઓ મનોહર પુષ્પો ! તમારો સુગધિત પરિમળ આખા જગતને આનદ આપે છે શુદ્ધ પ્રેમના સ્મારક તરીકે પ્રેમી જનના અતઃકરણપર તમે વિરાજો છો શુ તમે મ્હારી જીવનેશ્વરીના સમાચાર આપવા જેટલી દયા નહિ બતાવો ? ઓ અરૂણદેવ ! તમારી દયા અપરિમીત છે, તમે પ્રાણીમાત્રનુ જીવન છો ! જગતમા

થતા પ્રત્યેક નાના મોટા કાર્યને તમે અવલોકી શકો છો તો શું તમે આ દિન બાળક પર અનુકંપા દર્શાવી એટલું નહિ કહો કે મ્હારા હૃદયની આધિષ્ટાત્રી હાલ ક્યાં પ્રદેશમાં છે ? ઓ આકાશની વાદળીઓ ! તમે પૃથ્વીપર જળ વર્ષાવી વનસ્પતિને નવપલ્લવીત કરો છો તમારા વડેજ ધાન્ય ઉત્પન્ન થાય છે વળી પ્રેમીજનો તમને પ્રેમના સંદેશા પહોંચાડનાર તરીકે ઓળખે છે તો આ રંકપર કરૂણા કરી પ્રિયાને એક સંદેશો નહિ પહોંચાડો ? હું જીંદગીપર્યંત તમારો ૠણી રહીશ અરેરે ! કોઇ સાંભળતું નથી ઓ કુદરતના ગુણગાન કરનાર પક્ષીઓ ! શું તમે કહી શકશો કે મ્હારી આત્મ કૌમુદી ક્યાં છે ! કોઇ પ્રત્યુત્તર આપતું નથી હાય ! હૃદય ચીરાય છે પ્રિયા વિરહે જીવ ગભરાય છે ઓ ક્રુર વિધી ! શું આટલા સંકટો આપતા પણ તને સંતોષ ન થયો કે પ્રાણની જ્યોતીથી અળગો કર્યો ! શું આખા જગતની નિર્દયતાએ એકત્ર થઇ મ્હારાપર વરસવાનો વિચાર કર્યો હશે ! હા ! એમજ લાગે છે

શું ત્યારે વ્હાલીને મ્હારી વિરહાવસ્થા જણાવી પાસે આવવાની વિનતી કરવા કોઇ નહિ જાય ! ચિંતા નહિ હું જાતે જઇશ પ્રત્યેક પર્વતની ગુફાઓમાં શોધીશ જંગલે જંગલ ભટકીશ અને મારી ગૃહિણીને શોધી લાવીશ

( બહુ રડે છે ક્ટક ભાન ન ઠેકાણે થાકીને લોથ પડી જાય છે નીચે એવી ઉદ્ગાર કાઢે છે )

ગઝલ

કહું કોને હૃદય ખોલી દશા દુખકારીણી મારી,
ભગયો દૈવ છે ક્રોધે ભમે વનમાં સતી નારી

ન માન્યુ વેણુ તે મ્હારૂ! પિયરને ના ગણ્યુ પ્યારૂ,
પડી આ તે અરે જુદી વિભુએ શુ હશે ધાર્યું!
પ્રિયા એ પ્રેમની દેવી! ઘટે ના શુ ખબર લેવી,
વિના વાકે ગૅમાવે છે! વિધિની ક્રુરતા કેવી

હાય! કરમાએલા પણ મનોહર મુખકમળપર મોહિત થઇ કોઇ વિષયી–લપટ તને ઉપાડી તો નહિ ગયો હોય? કદાચ ઉપાડી ગયો હશે તોપણ શુ? મ્હને સપુર્ણ ખાત્રી છે કે મરણાન્તે પણ તુ સતીત્વ ત્યાગીશ નહિ. અરે પણ કસોટીના યજ્ઞમા પ્રાણાર્પણ તો નહિ કર્યુ હોય! કેમ કહી શકાય! અરે! હવે આ જગતમા મ્હારૂ કોઇ રહ્યુ નથી દુખી દીલને દિલાસો આપવા જેટલી દયા પણ કોઇ દેખાડતુ નથી ત્યારે શુ પ્રિયા વિના જીવી શકાશે! કદી નહિ! વિરહ અગારમા રીબાઇ રીબાઇને મરવુ તેના કરતા જીવનનો જલ્દી અત આણવોજ ઉચીત છે!

ઓ પૃથ્વીમાતા! તમે આ તમારા બાળકની એક નમ્ર વિનતી સાભળશો!

મ્હારી લક્ષ્મીને એક છે'લો સદેશો પહોચાડશો?

**હરીગીત છદ**

કહેજો દુખી ભરથાર તારો સ્મર્ણ તુજ કરતો હતો,
ગુણ સ્નેહને સભારતો જળ નેત્રમા ભરતો હતો,
બહુ શોધતા પ્રિય ના મળી! કળી ના શક્યો ત્હારી સ્થીતિ,
ગિરી શૃગપર શુ જઇ વસી! કે પરહરી નિર્મળ પ્રીતિ ૧
સુખ ના મળ્યુ પરણી મ્હને! મુજ હૃદયની ઓ ઇશ્વરી,
ચતુરા અરે ચાલી ગઇ! કઇ અતરે આશા ભરી!

જ્યોતી દિપાવી પ્રેમની કીધો રૂપી મુજને અતી,
શા શા કરૂ સુખવી અરે ! ગુણગાન ત્હારા રસવતી ! ૨

ન સહાય બાણુ વિયોગના વન સ્નેહના સળગી ગયા,
મમ પ્રેમના મંદિરતણા પ્રિય પખીડા ઉડી ગયા;
જીવવુ ગમે પળપણુ નહિ આ જીંદગી ઝેરી બની,
વ્હાલુ નથી કો વિશ્વમા પ્રતિમા જતા ઉલ્લાસની ૩

ના મૃત્યુ વિણ ઇચ્છા બીજી અંતઃકરણમા ઉદ્ભવે !
ધાર્યુ હશે જો ઇશ્વરે ! પ્રિય ! સ્વર્ગમા મળશુ હવે ! !
કરજો ક્ષમા એ ભાગ્તી ! માતા ન કંઇ સેવા થઈ,
આશા બધી અંતર તણી અંતર મહીંજ રહી ગઈ ૪

( હાથમા કટાર લઇ )

પ્રતિમૂર્તિ નિરખી કાળની એ હૃદય તું કંપીશ ના,
થા ક્રૂર ! એ કોમળ ભુજા ! તુ શિથિલ કીંચીંત થઇશ ના,
દેવી અહા ! દુઃખ નાશિની ! ઉપકાર હુ માનુ અતી,
વાદળ ચીરી વિયોગનુ ઉર વલ્લભા દર્શાવતી ૫

( વૃક્ષ સ્થળમા ભોકવા જાય છે )

( એટલામા અચાનક એક સંન્યાસી મહાત્મા ઉપસ્થિત થાય છે )

**સંન્યાસી**—સબુર !

**સૌભાગ્ય**—( આશ્ચર્ય ચકિત થઇ ) અહા ! જગતના અજ્ઞાન મનુષ્યોને સુખનો માર્ગ દશાવનાર મહાત્મા ! વંદન કરૂ છુ પ્રભુ !

**સંન્યાસી**—કલ્યાણ થાઓ ! વત્સ ! પણ કહે ! એવા કયા કારણ દુઃખને લીધે આત્મહત્યા જેવુ ભયંકર કર્મ કરવા તૈયાર થયો છે?

સૌભાગ્ય—પુજ્ય ગુરુ ! વૈભવના અનેક સાધનોથી ભરેલા આ વિશ્વમા મ્હારે માટે એક પણ શાંતીનુ સ્થાન નથી મ્હારા સ્નેહવનનુ મધુર પુષ્પ કરમાઇ ગયુ છે જીવનની સાચી સહચરી વિના મને શ્રૃષ્ટિમા સર્વત્ર અધકાર ભાસે છે હૃદયમા સળગતી સતાપની આગને મૃત્યુ વિના કોઇ પણ બુઝાવી શકે તેમ નથી

સંન્યાસી—શુ ત્હારી ધર્મપત્નીનુ અહીં જગલમા મૃત્યુ થયુ છે !

સૌભાગ્ય—પ્રભુ ! કઇ કલ્પના કરી શકાતી નથી શકાયને હિચોળે ચડેલુ મન સ્થિરતા ધારી શકતુ નથી જેમ જેમ વિચાર કરૂ છુ તેમ તેમ નિરાશાનીજ પ્રબળતા થાય છે

સંન્યાસી—વત્સ ! ત્હારી મુખાકૃતી અને-વિનયશીલ વાણી પરથી હુ અનુમાન કરી શકુ છુ કે તુ એક વિદ્યાવિભુષિત અને નિતિજ્ઞ વ્યક્તિ છે મુખપર ચિતાનુ દુખપ્રદ વાદળ છવાયુ છે તથાપી ઇશપ્રેમની દિવ્ય છટા છુપી રહી શકતી નથી તેમ છતા મ્હને આશ્ચર્ય એજ થાય છે કે સર્વેશ્વરની ન્યાયશીલતા પ્રતિ આજે તારૂ હૃદય આટલી સીમા પર્યંત શકાશીલ બન્યુ છે જે પ્રભુએ પ્રાર્થના કર્યા વિના પણ શ્રૃષ્ટિમા મનુષ્યના સુખને માટે અનેક અમુલ્ય સાધનો ઉત્પન્ન કર્યા છે તે શુ ત્હારા જેવા એક સદ્‌ગુણી માણસને, જીવન સખીનુ મરણ નીપજાવવા જેટલી દુષ્ટતા વાપરે એ સભવીત છે ! જે પ્રભુ, ધર્મ અને નીતિપર પ્રિતિ રાખનારને પોતાના પ્રાણથી પણ અધિક પ્રિય ગણે છે તે શુ તને દુખી કરવા ઉદ્યુક્ત થાય એ બનવા જોગ છે ? વત્સ ! નીસર્ગના નીયમ પ્રમાણે પ્રત્યેક મનુષ્યને સુખ અને દુખ ઉભયનો અનુભવ કરવો પડે છે શુ

રામચંદ્રજીને દેવી સીતાનો વિયોગ નહોતો સહેવો પડ્યો ! નળ-ભૂપાળને સતી દમયતીથી વિખુટા પડવાનો પ્રસંગ નહોતો આવ્યો ! ના ત્હારી પેઠે કોઇએ જીવન ત્યાગવાનો વિલક્ષણ માર્ગ પસંદ કર્યો નહોતો. કષ્ટને ધૈર્યપૂર્વક સહન કરવાથીજ માનવજીવનની મહત્તા અંકાય છે

સહજ દુઃખની છાયા પ્રતિત થતાં હૃદયપરની સત્તા ગુમાવનાર મનુષ્યો કાયર ગણાય છે. મ્હારા મંતવ્ય પ્રમાણે કષ્ટની કસોટીપર ચડાવવાનો પ્રભુનો ઉદ્દેશ, ધીર-વીર પુરૂષો માટે લાભ પ્રદજ છે. મહારાજા હરિશ્ચંદ્રને વિપત્તી ભોગવવી પડી ન હોત તો આજે એક સત્ય વ્રતધારી તરીકે સમાજ તેમની પ્રશંશા કરત ? સતિ દ્રૌપદીને પાંડવ જેવા ચક્રવર્તી પતિ હોવા છતાં વનના વિકટ દુઃખ ભોગવવાનો અરે ! એક દાસી તરીકે રહેવાનો પ્રસંગ ન આવ્યો હોત તો અત્યારે તેમનું, ભારત વર્ષની કીર્તિને ઉજવળ કરનાર-પ્રાતઃ સ્મરણીય સતી તરીકે કોઇ પુજન કરત ?

વત્સ ! મ્હારી તને એજ ભલામણ છે કે શાંતીપૂર્વક કર્તવ્ય પ્રદેશનો પ્રવાસ આગળ લંબાવ ! અહીંથી ત્રણ કોશ દુર આવેલા રમણીકપુરના રાજ્યમાં હાલ ત્હારા જેવા એક ગુણીયલ અને વફા-દાર નેતાની ખાસ જરૂર છે. કારણ કે ઉન્મત્ત અધીકારીયોના જુલ્માટીથી ત્યાંની પ્રજા ત્રાસ પામે છે. માટે પ્રભુપર અચળ શ્રદ્ધા રાખી પરમાર્થના કાર્યમાં કટિબદ્ધ થા !

( એટલું કહી અદ્રશ્ય થાય છે )

( મહાત્માના વચનપર આસ્થા રાખી સૌભાગ્ય રમણીકપુર નગરમાં આવે છે અને ત્યાં પોતાના અપ્રતિમ બુદ્ધિ બળવડે રાજ્યના માનવંતા અમરાવ પદને પ્રાપ્ત કરે છે )

## પ્રવેશ ૩ જો.

સ્થળ—રમણીકપુરના ન્યાયાધિશ ધીરસિંહનુ નિવાસસ્થાન

પાત્રો—ધીરસિંહ-માધો પટેલ પાછળથી સૌભાગ્ય

**માધો** (અત્યંત આજવતાપૂર્વક)—સાહેબ ! હુ પ્રભુ માથે રાખીને કહુ છુ કે ખુન સબધી વાતની મને ખબર નથી માટે દયા કરી મને છુટો કરો ! અરેરે ! આ હાથકડીના બધનથી મ્હારા કાડામા અસહ્ય વેદના થાય છે

**ધીરસિંહ**—જો છુટા થવુ હોય તો ગુન્હાના દડ બદલ સો રૂપીયા આપી દે તે શિવાય અહીંથી જીવતો ઘેર જવાની આશા રાખવી એ ફોકટ ફાંફા છે

**માધો**—ઓ પ્રભુ ! આવો હડહડતો અન્યાય ! જે વાતને મ્હે સ્વપ્નમા પણ વીલોકી નથી તેને સત્ય ઠરાવી દડ લ્યો છો ! સાહેબ ! ગરીબની આતરડી કકળાવવામા કીરતાર રાજી નહિ રહે !

**ધીરસિંહ**—હુ ત્હારી પાસે બોધ સાભળવા નથી આવ્યો ! સમજ્યો ! દડની રકમ આપે છે કે નહિ ! બોલ જલ્દી ! નહિ તો આ ચાબુક તૈયાર છે

**માધો**—ભાઇ સાહેબ ! જરા તો દયા રાખો ! આમ છેક નિર્દય શુ થાઓ છો ? ઘરમા નાના બાળકોને દુધ પાવા માટે પણ પૈસા મળી શકતા નથી. સવારથી સાજ સુધી અવિશ્રાત પરિશ્રમ કરવા છતા ગુજરાન જેટલુ ભાગ્યેજ પ્રાપ્ત થાય છે. માથે વણિક લોકોનુ કેટલુક દેવુ પણ છે

ધીરસીંહ—ત્હારી આર્થીક સ્થિતિનુ દુખદ દર્શન કરાવી છટકી જવાના વિચારો વ્યર્થ છે. તુ સીધી રીતે નથી માનતો તો જોઇ લે હવે અમારો ચમત્કાર ! અરે સીપાઈ !

સીપાઈ—જી હાજર !

ધીરસિંહ—આ હરામીને ચાબુકનો સ્વાદ ચખાડી, મ્હારી આજ્ઞાનુ ઉલ્લંઘન કરવાના ત્રાસદાયક પરિણામની કલ્પનાનો સાક્ષાત્કાર કરાવ !

( સિપાઇ બે ચાબુક મારે છે માધો મારની વેદનાને લીધે હૃદયફાટ-ચીત્કાર કરે છે નેત્રમાથી અશ્રુનો પ્રબળ પ્રવાહ વહી નીકળે છે )

રડતા રડતા—ઓ પ્રભુ ! નિર્દોષપર આવો અસહ્ય અત્યાચાર થાય છે છતા તું કેમ સહન કરી શકે છે ! શુ રંકજનોના સંકટ અવલોકી ત્હારૂ અંતઃકરણ દુખાતુ નથી ?

( અચાનક સૌભાગ્ય લશ્કરી વેશમા પ્રવેશ કરે છે )

સૌભાગ્ય ( ક્રોધ દર્શક મુદ્રાથી )—અરે ! ધીરસિંહ ! આ શુ ! આ પટેલને કયા અક્ષમ્ય અપરાધને લીધે આટલી સીમા પર્યંત ત્રાસ આપો છો ?

ધીરસિંહ—સાહેબ ! એણે એક અનાથ અબળાનુ ઘાતકીપણે ખુન કર્યું છે અને તે મે નજરે નજર નીહાળ્યુ છે ! આ પટેલ દેખાવમા સાક્ષાત સાધુ સમાન છે પરંતુ સુક્ષ્મ દ્રષ્ટિએ જોતા–વિષમ વિષથી ભરેલો નાગ છે–નિચતાથી ભરેલો પિશાચ છે.

સૌભાગ્ય ( તિરસ્કાર પૂર્વક )—નહિ ધીરસિંહ ! તમારી વચ્ચે થએલા વિવાદને હું બરાબર સાંભળી ચુકયો છુ અને તે મ્હનેથી

માનવાને સબળ કારણ મળે છે કે માત્ર દ્રવ્ય લોભને લીધેજ આ નિર્દોષપર તમે જુલમ વર્તાવી રહ્યા છો ! જુઓ ! વાતાવરણ પણ તેના નિષ્કલંક ચારિત્ર્યની સાક્ષી આપે છે ધીરસિંહ ! શું તમને રાજ્યસત્તા આમ રાંકડી રૈયતને પીડવા માટેજ અપાએલી છે ! શરમ છે ! તમારી વૃત્તીઓ આવા મલીન દુર્ગુણોથી પોષાએલી છે એવું જો મ્હેં જાણ્યું હોત તો તમારી સાથે એક મિત્ર તરીકનો સંબંધ હું કદાપી રાખત નહિ શું રાજ્ય તરફથી તમને પુરતો પગાર નથી મળતો કે આવા નીચ નર્કગામી કૃત્યોમાં પ્રવૃત્ત થાઓ છો ! હાય ! રાજ્ય પિતાના વિશ્વાસનો કેવો દુરૂપયોગ ! તમારા જેવા નીચ મનુષ્યોને ન્યાયાધિશનું પદ પ્રાપ્ત થએલું હોવાથીજ રાજ્યની દુર્દશાના ચિન્હો દ્રશ્યમાન થાય છે રાજ્ય છત્રધારીઓ મોટે ભાગે તમારા જેવા નર રાક્ષસોની પ્રાણઘાતક મંત્રણાથીજ નીચ માર્ગે દોરવાય છે, અને પરિણામે વિશ્વમાં સદાને માટે એક અત્યાચારી નૃપતી તરીકે ઓળખાય છે અર્થાત્ તમારા પાપે સરળ હૃદયના ભૂપાળનો કીર્તિરવી કલંકમય થઈ જાય છે તમારો અપરાધ એટલો બધો ભયંકર છે કે તેના પ્રતિ કિંચિત માત્ર દયા દર્શાવવી એ ન્યાય દેવતાના પવિત્ર નિયમનું ઉચ્છેદન કરવા બરાબર છે એટલે કે મૃત્યુ દંડ વિના આ ગુન્હાને માટે અન્ય ઉચિત શાસનજ નથી, તથાપી તમારી સાથેના મ્હારા પૂર્વ સંબંધનું સ્મર્ણ, ન્યાય શીલતાપર વસીલો ચલાવી તમને પ્રાણ દંડની શિક્ષામાંથી મુક્ત કરે છે, અને માત્ર તમારા અધિકારને સત્વરે ત્યાગી દઇ કોઈ અન્ય સ્થાનમાં ચાલ્યા જવાનીજ આજ્ઞા કરે છે

ધીરસિંહ (હાથ જોડી—અતિ નમ્રતાથી)—જેમ પ્રબળ શસ્ત્ર

પ્રહરથી શત્રુ સમુદાય શેહાય છે તેવીજ રીતે આપના ધાર્મિક અને નૈતિક તત્વ વિભુષિત વાક્યો સાંભળી મ્હારા અંતઃકરણમાં નિવાસેલી અત્યાચારમયી વૃત્તી અદ્રશ્ય થાય છે કૃત કૃત્યોની કિરતાર કેવી ભયંકર શિક્ષા કરશે એની કલ્પનાથી હૃદયમાં સહસ્ત્ર વીંછીના ડંખ સમાન વેદનાનો અનુભવ થાય છે મ્હારા અપરાધ પ્રત્યે અનુકંપા ન દર્શાવતા આ વિષમય જીવન ત્રણપર ખંજર ચલાવ્યું હોત તો કેટલું બધું સારૂ હતુ !

સૌભાગ્ય—તમારા હૃદયમા જામેલા પાપ પંકનુ આટલી ત્વરાથી પ્રક્ષાલન થઇ જશે એવો તો મ્હને ખ્યાલજ નહોતો ! મિત્ર ! પટેલના ઉષ્ણ જળથી ભીંજાએલા નેત્ર નીરખી મ્હે આપને તિક્ષ્ણ વચન બાણુ માર્યા છે કે જેને માટે હવે મ્હને લાગી આવે છે આશા છે કે મ્હારી એ ઉચ્છૃંખલતાની આપ ઉદારતાથી ક્ષમા આપશો ! મિત્ર ! આવીજ ઉત્કૃષ્ટ ભાવનાઓને શાશ્વતપણે પ્રેમથી વળગી રહેશો તો સર્વેશ્વર તમારા પૂર્વના અપકૃત્યોની પણ ક્ષમા આપશે એમા લેશ માત્ર શંકા રાખવા જેવુ નથી ભાઇ ! રાજ્ય કર્મચારીઓનુ કર્તવ્ય એજ છે કે પ્રજાનુ પુત્રવત પાલન કરવુ–વિપદ વખતે તન, મન અને ધનથી બનતી સહાય કરવી " પ્રજાના સંતોષમાજ રાજ્યની આબાદી સમાએલી છે " એ તત્વનુ કદાપી વિસ્મરણ ન કરવુ જોઇએ તમે નીતિ અને ધર્મના અનુરાગી થએલા હોવાથી હવે કોઇ પણ પ્રકારના શાસનને પાત્ર નથી અર્થાત–આજના કૃત્યની આપને સંપુર્ણ ક્ષમા આપવામા આવે છે !

ધીરસિંહ—મિત્રવર ! આપના આવા અપરિમિત ઔદાર્ય માટે હુ કયા શબ્દોમા આભારની લાગણી વ્યક્ત કરૂ એ સમજાતુ

નથી કદાચિત જીદગી પર્યંત આપના પુનિત ચર્ણોનું સેવન કરૂ તો પણ તે ઓછુજ છે.

( આખમાથી કૃત્રીમ અશ્રુબિંદુ નાઢે છે )

સૌભાગ્ય—ધીરસિંહજી ! એટલી બધી દીનતા દર્શાવવાનુ કંઈજ કારણ નથી કેમકે મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે પશ્ચાતાપના પાવક વડે તમારી આતરિક મલીનતા સળગી ગએલી હોવાથી તમે પુર્ણ પવિત્ર અને પુજનીયજ છો !

ધીરસિંહ—આપના અમુલ્ય ઉપદેશને મ્હારા જીવનમંત્ર તરીકે લેખી સુવર્ણમય અક્ષરે હૃદયપટપર અંકિત કરીશ.

સૌભાગ્ય—તથાસ્તુ !

ધીરસિંહ—પટેલ ! મ્હે તમને અકારણ ત્રાસ આપ્યો છે એ જોકે મ્હારો અક્ષમ્ય પ્રમાદ છે, તથાપી આશા છે કે તમારા નિષ્કપટ હૃદય તરફથી ક્ષમાનુ પ્રદાન થશે.

પટેલ—માલીક ! આપ તો અમારા માવીતર છો ! અમારી પાસે ક્ષમાની માગણી ન હોય ! પ્રભુ નીરંતર આપને સન્મતી અર્પો ! એજ મ્હારી અનન્ય ભાવના છે

( માત્રો તથા સૌભાગ્ય જાય છે )

ધીરસિંહ ( ચક્ષુ લાલચોળ કરી, દાત કચડાવતો-સ્વગત ) —ઓ સાભાગ્ય ! ભટકતા ભિખારીની હાલતમાથી ભાગ્યબળ વડે ઉમરાવપદ પ્રાપ્ત કર્યું એટલે મગજમા સત્તાનો ગર્વ ધારણ કરી મ્હારા માર્ગમા કંટકરૂપ થવાનુ સાહસ કર્યું ! કાચા કર્ણના મહારાજાને સાધુતાનો દમામ દર્શાવી રાજ્યમાથી મ્હારો પગ ખસેડવા ઉત્સુક

થયો ! ઠીક છે ! સુતેલા સર્પને સતાવવામાં શું સાર રહેલો છે તેનો હું તને સ્વલ્પકાળમાંજ સાક્ષાત્કાર કરાવીશ અત્યારે તો જોકે સમયને માન આપી ત્હારા ચર્ણોમાં શિર નમાવ્યું છે, પરંતુ ઓ મૂર્ખ શિરોમણી ! ધિરસિંહના હ્રદયની પરિક્ષા કરવામાં તું ઠગાયો છે ! ઓહ ! અપમાનને લીધે મ્હારા અંતરમાં ગગનગામીની જ્વાળા પ્રજ્વલીત થએલી છે અને તે ત્હારા રક્તના સિંચન વિના કદાપી શાંત થનાર નથી, એ નિશ્ચયપૂર્વક માનજે ઓ વૈરની લાગણી ! તું હવે યમરાજ સમાન ભયંકર બનીજા ! ત્હારામાં કરૂણા કે ભિરૂતાનું કિંચીત માત્ર મિશ્રણ હોય તો પળમાત્રમાં બાળી નાખ ! અને વૈરના પ્રતિશોધનો પ્રસંગ આવતાં સૌભાગ્યના દેહદુર્ગને ભેદવા વિદ્યુત વેગે મ્હને પ્રેરણા કર !

---

## પ્રવેશ ૪ થો.

સ્થળ—જેલખાનું

પાત્રો—જેલર સરદારસિંહ તથા લક્ષ્મી, પાછળથી યોગી વેશેસરલા

સરદારસિંહ (મનોગત)—આખું જગત કહે છે કે ઇશ્વરને ઘેર સત્ય ઇન્સાફ છે, પણ ઓ બુદ્ધિના બારદાનો ! મ્હારા હ્રદયમાં ઇશ્કના ભડકા બળે છે તે જરાક નીહાળો અને પછી વિચાર કરો કે પ્રભુ ન્યાયી છે કે અન્યાયી ! હાય હાય ! પ્રેમના પ્રદેશમાં મુસાફરી કરવા મન હરણીની માફક ઉત્સુક થઇ રહ્યું છે, પણ પૃથ્વીની સપાટીપર એવી એક પણ માશુક જડતી નથી કે જેની આંખમાં આ દીવાના દર્દી પ્રત્યે પ્રેમ હોય ! શ્રૃષ્ટિમાં સર્વેશ્વરે સૌને મનમાં

નતુ સુખ આપ્યુ છે અરેરે! કેવી મઝેની ચાંદની ખીલી છે! આખી દુનિયાના લોકો આ વખતે પોતાની પ્રિયતમા સાથે કલ્લોલ કરતા હશે! ત્યારે આ દુર્ભાગીયાના નસીબમા ખાધ ઉપર મણ ભારની બંધુક ઉપાડીને આટા મારવાનુજ સરજાએલું હશે! ઓ નસીબ! ઓ ... ગ ઘાતકી નસીબ! મ્હારી ખોપરી શિવાય તુ કોઈ અન્ય સ્થળે જડાયુ હોત તો અત્યારે મ્હારી આવી અશ્રુજનક સ્થિતિ ન થાત!

ઘણા માણસો પૈસા પૈસા કરી પોકાર કરે છે! પણ મૂર્ખના સરદારો! નાજુક ગાત્રવાળી વનિતાવિના પૈસામા શુ આગ લગાડવી? ખચીત! આ દુનીયાના લોકોની બુદ્ધિનો પ્રવાહ અવળા માર્ગે ચાલ્યો જાય છે પણ ઓ પાપીણી વીધી! તુ કેટલી બેકદર છે કે–જેને પ્રેમની પરવા નથી હોતી તેને સૌદર્ય મહિન માનુની મળે છે, જ્યારે આ ત્હારો રંક સેવક પ્રેમ પ્રેમ કરી રાત્રીદિવસ માછલીની માફક તરફડીયા મારે છે તેની વિનતીપર લેશમાત્ર ધ્યાન આપતી નથી? શુ મ્હે તારો અપરાધ કર્યો છે! તેમ હોય તો બે હાથ જોડી ક્ષમા માગુ છુ જોઇએ તો બીજી કોઇ શિક્ષા કર! શુ શિક્ષા માત્ર આજ રીતે થાય છે? મ્હારા જેવા સ્નેહના ભીખારીને આવી અસહ્ય શિક્ષા આપવી એ શુ તારી દ્રષ્ટિમા યોગ્ય ન્યાય જણાય છે? નહિ કદાપી નહી! અરે, ઇચ્છા હોય તો મ્હારૂ ઘરબાર લુટી લે! કે ઘાસતેલ છાટી સળગાવી દે! મનને દ્રઢ બનાવી હુ શાંતિથી જગલમા નિવાસ કરીશ પણ ફક્ત પ્રેમના બે મીઠડા શબ્દો બોલનારી–ઘાયલ દર્દીની દવારૂપ–મનોહારી નારી આપ! નહિ તો હુ હવે થોડા વખતમા મ્હારો જીવ આપીશ. નેત્ર સકેત કરી

દિલને નચાવનારી પ્યારી વિના તે જીવવામાં કંઇ મઝા છે? ભાઇઓ! હું તો મ્હારા સત્ય અનુભવથી સર્વને વિદિત કરૂં છું કે આવી સ્થીતિ પ્રાપ્ત થવી એ પૂર્વજન્મના પાપની કોઇ દુષ્ટમાં દુષ્ટ સજા છે. અરેરે! હવે તો પ્રેમના બાણુથી અંતઃકરણ પણ ચાળણી જેવું થઇ ગયું છે. લાલ ગુલાબ જેવા મુખનું નુર પણ ઓછું થયું છે. ગુપ્ત રૂદન કરી કરી ગળું પણ બેસી ગયું છે. ઓ પ્રભુ કંઈક દયા કર!

ગઝલ

બતાવું હું અરે કોને જખમ અંતરતણા કારી,
જીવન આ જાય છે ચાલી વિના નવયૌવના નારી
અરે આ પ્રેમનું પંખી, દુખી પાંખો પછાડે છે,
વિના મહોબ્બત તણા પાણી! પગણે પ્રાણ કાઢે છે,
છુરી તલ્વાર કે ચોંપુ તણીના છે અણી તીણી
વિરહ સમ કષ્ટ ના બીજું! જૂઓ દ્રષ્ટિ કરી જીણી!
મનોહર મ્હેલ મુજ મનથી ભયાનક આગ સળગે છે,
નથી સુખ શ્રૃષ્ટિમાં, જેને પ્રિતિનું ભૂત વળગે છે
દયાળુ વિર નર કેરો! પડયો દુષ્કાળ દુનિયામાં,
ન કો પુછે અરે પ્રીતે! "તને શું થાય હઇયામાં".

(સરલા યોગી વેશે પ્રવેશ કરે છે)

યોગી—સબુર! સબુર! ઓ પ્રેમના દર્દી! આમ ધારી લેવામાં ત્હારી મોટી ભૂલ થાય છે. સાધુજનોના હૃદયમાંથી હજુ દયા દુર થઈ નથી. સરદાર! ત્હારા પ્રેમી દિલની પ્રાર્થના પ્રભુના દરબારની ઉપલી કોર્ટ સુધી પહોંચી ગઈ છે. ત્હારા ઘાયલ બનેલા મનને શાંત

કરવા એક અપ્સરા તુલ્ય અબળા નીમાણ થઈ છે કે જે હવે અલ્પ કાળમાજ ત્હારી સાથે સ્નેહ લગ્ન કરશે !

સરદાર (આશ્ચર્ય યુક્ત વદને)—કોણ કોણ ! બાળયોગી ! પધારો પધારો ! આ રંક–ચર્ણકિંકર આપનો અંતઃકરણ પૂર્વક આભાર માને છે કહો કહો ! ગુરૂજી ! શુ મ્હને મનગમતી મોહીની મળશે એ વાર્તા સત્ય છે ?

યોગી—યોગીના વચનમા અવિશ્વાસ રાખવાનુ કંઈ પ્રયોજન છે ? જગતનુ કલ્યાણ કરવુ એજ અમારો પરમધર્મ છે ત્હને પ્રેમના કષ્ટમા અત્યંત પીડાતો જોઇ અંતરમા દયા ઉભરાઈ ! ત્હારા બંધ થએલા ભાગ્યની ચાવી પ્રાપ્ત કરી આપવા ઇચ્છા થઇ ! ત્યારે ઓ અભાગીઆ ! તુ ઉલટો મ્હારા વચનની સત્યતા માટે શંકાશીલ થાય છે ? શુ આ વિષયમા મ્હારો કંઈ પણ સ્વાર્થ હોય એમ તને જણાય છે ! અરે હા ! પણ હવે મ્હને સ્પષ્ટ સમજાય છે કે ભાગ્યની પ્રબળતા વિના મનુષ્યને કંઇ પણ સુખ મળી શકતુજ નથી !

હરીગીત છંદ

ભાષ્કરતણી જ્યોતી વડે પૃથ્વી સકળ હરખાય છે,
કમભાગ્ય હા ! ઘૂવડ ખરેખર ! બંધ નેત્રો થાય છે
પિરસેલ ભાણુ હોય પણ ના ભાગ્ય વિણુ ખવાય છે,
વૈભવ વસે ગૃહમા છતા આનંદ ના લેવાય છે ૧
વૃષ્ટિ થતા શ્રૃષ્ટિ ઉપર સરવર સકળ ઉભરાય છે,
ચાતક તણી ન મટે તૃષા ! પ્રારબ્ધ દોષ મનાય છે.
રૂતુરાજ રમ્ય વસંતમા તરૂવર બધા પલ્લવ ધરે,
પણ કરીર પર દુર્ભાગ્યની દુઃખદાયિની છાયા ફરે ! ૨

દુર્ભાગ્યનુ બળ જામતા બુદ્ધિ બધી સતાય છે,
યત્નો કરો ઇચ્છા મુજબ પણ ! વિજય ના પામાય છે
માળા મનોહર રત્નની કદી કર વિષે દેખાય છે,
પણ ભાગ્ય વિણ વિષધર-ભયકર સર્પસમ સમજાય છે ૩

શુભચિંતકનો સત્કાર કરવાની યોગ્યતા તારામા નથી એમ જો હુ પ્રથમથીજ જાણતો હોત તો અહીં ન આવત ખેર ! પ્રણામ છે !

( ચાલવા માંડે છે )

સરદાર ( એકદમ ગળગળો થઈ તેને પગે પડે છે )—પ્રભુ ક્ષમા કરો ! આ ગરીબ સેવકની દુ ખદ દશા પ્રતિ દ્રષ્ટિ કરી કઇક દયા દર્શાવો ! મે કયા આપને કટુવચન કહ્યા છે ? કે આટલા બધા ક્રોધે ભરાઓ છો ? હા ! મ્હે આપને માટે જરાક શકા કરી ખરી ! પરતુ તેનુ ખરૂ કારણ અજ્ઞાનતાજ છે કૃપાળુ ! હુ પામર પ્રાણી આપની અલૌકિક શક્તિ કેવી રીતે કળી શકુ ? મ્હારા જેવા દર્દીને યોગબળની કલ્પના કયાથી હોય મ્હારા નાથ ! પ્રભુ ! આપ તો કરૂણાના ભડાર છો ! માટે માફ કરો । સુખને કિનારે પહોચેલા વહાણને પાછુ ભર દરીયે ના ધકેલી દેશો ! હુ આપનો ગુલામ છુ ! ! !

યોગી—ત્હારા હૃદયની શુદ્ધતા તથા હદ ઉપરાત નમ્રતા જોઇ મ્હારો ક્રોધ અદ્રશ્ય થાય છે. હુ તને ખરા જીગરથી ક્ષમા આપુ છુ.

સરદાર—સેવક આપની આ ઉદારતા માટે આભાર માને છે. વારૂ ત્યારે કહો ! પ્રેમના મનોરમ્ય બગીચામા શ્રૃગારના મીઠા મીઠા પુષ્પો ચુટવાની શુ ચાવી છે ? બતાવો પ્રભુ ! જલ્દી બતાવો !

યોગી—જો સાભળ ! પૂર્વ જન્મમા તુ એક સાચો પ્રેમી-અરે પ્રેમનોજ અવતાર હતો.........

સરદાર—હે હે ! શુ હુ પ્રેમનોજ અવતાર હતો ?

યોગી—અરે મૂર્ખ ! વળી મ્હારા વચનમા વ્હેમી બન્યો ?

સરદાર—ભુલ્યો ભુલ્યો ! પ્રભુ ! અંતરમા પ્રેમના પ્રાબલ્યની અતીશય અભિવૃદ્ધિ થવાથી મ્હારી બુદ્ધિ ઉપરની સત્તાનો વિનાશ થયો છે તેથી ગમે તેમ બોલાઇ જાય છે

યોગી—ઠીક ! ત્યારે તો રોષ લાવવાનુ કંઈજ કારણ રહેતુ નથી હવે સાભળ ! ત્હને ત્હારી પત્નીપર અત્યંત પ્રેમ હતો પરંતુ એક દિવસ તેને ત્હારા કાન્તીલાલ નામના એક મિત્ર સાથે માત્ર વાત કરતા જોવાથી તેના પાતિવ્રત્ય માટે શંકા કરી તે હૃદયને પત્થરથી પણ અધિક નિષ્ઠુર બનાવી એ નીરપરાધી નારીને તજી દીધી સરદાર ! એ બીચારીના નીસાસાને લીધેજ તને આ ભયંકર દુ:ખ પ્રાપ્ત થયુ છે નહિ તો શુ તુ લાવણ્યમા કંઈ કમ છે ? હુ તો એમજ સમજુ છુ કે મોટા મોટા મહાલયોમા વસનારી રમણીઓ પણ ત્હારી મોહકમૂર્તિ વિલોકી વશ થઇ જાય ! અરે આકાશની વાદળીયો પણ થોડીક પળને માટે રમી જાય !

સરદાર—વાહ પ્રભુ વાહ ! ધન્ય છે આપની ચમત્કારીક શક્તિને ! ત્યારે કહો પ્રભુ ! હવે મ્હારી પૂર્વજન્મની સ્ત્રીના, નિસાસા ટાળવાનો શુ ઉપાય છે ?

યોગી—ઉપાય સાથેજ લાવ્યો છુ ! જો (એક કાગળ કાઢે છે)

**હરિગીત છંદ.**

યાચુ ક્ષમા અપરાધની અંતકરણથી સુંદરી !<br>
અજ્ઞાન છુ ! હેવાન છુ ! મુજ પાપ ના જોશો જરી !<br>
ફેંકો તમે ચાવી કૃપાળુ ! ભાગ્યના તાળા તણી !<br>
માળા જપીશ તમ નામની, થઇ જીંદગીકેરા રૂણી !

સરદાર ! સરદાર ! ત્હારે નિશ્ચયપૂર્વક માનવું કે દયાના શબ્દોથી ભરેલો આ મંત્ર સાંભળતાંજ ત્હારી સ્ત્રીનો ગેપ ઉતરી જશે અને ત્હારા સુખનો માર્ગ સત્વરે સફળ થશે માટે હવે નેત્ર બંધ કરી મંત્ર ભણવાનો પ્રારંભ કર ' પણ યાદ રાખજે કે આવા કામમાં ચીત્તને અન્યસ્થળે ભટકતું રાખવાથી વિજય પ્રાપ્ત થતો નથી માટે મંત્ર ભણવામાં ત્હારા મનની મારગીને એકતાર કરી દેજે.

( સરદાર આનંદના આવેશમાં-જેલની કોટડીની ચાવી નીચી મુકી આંખો મીચી મંત્ર ભણે છે યોગી દરવાજો ઉઘાડી લક્ષ્મીને લઈ પલાયન થઇ જાય છે )

સરદાર—( અનેકવાર મંત્રનું કાવ્ય બોલ્યા પછી )—યોગીરાજ ! ઓ યોગીરાજ ! હવે નેત્ર ખોલવાની આજ્ઞા છે ? અરે કેમ કોઇ બોલતું નથી ? ( આંખો ઉઘાડે છે ) અરે ! આતો પમાર ! હાય હાય ! બચ્ચા સરદાર ! માશુક મેળવવાના લોભમાં જીંદગી ખોના જેવું થયું છે ! અરે ! પણ આમાં મ્હારો વાંક નહિ પણ સુરવીરસીંહના ભાગ્યેજ ભુલ ખવરાવી છે મ્હારા ધાર્યા પ્રમાણે ભાગ્યનું કારણ રજુ કરતા જરૂર મ્હારો બચાવ થશે ! સુરવીરસિંહ કેદી સંબંધી હકીકત પુછશે ત્યારે આપણે ચોખ્ખો એજ ઉત્તર આપવો કે—માલીક ! સર્વેશ્વરના સંકેત પ્રમાણેજ આ બાબત બની છે. કેદમાં પુરાએલું પંખી તમારે માટે સરજાએલું ન હોવાથી-તે પાંખો ફફડાવી છટકી ગયું છે ! તેમ છતાં કદાચિત સેનાપતિ ગુસ્સે થઇ મ્હારૂં ખુન કરશે તો ! તો શું ? આમે માશુક વિના મરેલા તો છીએજ ને ?

---

# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—અરણ્ય પાત્રો—યોગી (સરલા) તથા લક્ષ્મી

લક્ષ્મી——યોગીરાજ! આપની વય કીશોર હોવા છતા ચાતુર્યમા સર્વોપરી જણાઓ છો! આપે પરિશ્રમ સહી આ અબળા પ્રત્યે જે દયા દર્શાવી છે તેને કયા શબ્દોમા આભાર માનુ એ સમજાતુ નથી કોણ જાણે કયા જન્મમા તેનો બદલો વાળી શકીશ?

યોગી—બ્હેન! એમ ઓછુ ન લાવશો! બદલો વાળવાની લેશ માત્ર જરૂર નથી પ્રશશા કે બદલાની આશાથી કાર્ય કરવા કરતા પોતાની પવિત્ર ફરજ સમજીને કરવુ વધારે ઉચીત છે એ સુત્રથી તમે અજ્ઞાત નહિજ હોવ એમ હુ ધારૂ છુ

લક્ષ્મી—વાહ વાહ! હૃદય પણ કેવુ ઉદાર છે! ખચીત! તમે કોઇ ખાનદાન કુટુબમા જન્મ્યા હોવ એમ લાગે છે વારૂ પણ! બાળયોગી! આટલી નાની વયમા સસાર પ્રત્યે અભાવ ઉત્પન્ન થવાનુ શુ કારણ મળ્યુ? તે હરકત ન હોય તો જણાવવા કૃપા કરશો હુ એક સકટની સરીતામા તણાતી યુવતી હોવાથી તમારા વૃત્તાતમાથી કઇક નવીન જાણવાનુ મળશે-દિલાસો મેળવવાની વાન્છના કઇક અશે પણ ફળશે-એવી આશા છે

યોગી—બ્હેન! તમારા અતકરણની દ્રઢતા તથા પવિત્રતા મ્હેં પ્રત્યક્ષ અવલોકેલી હોવાથી હુ સમજી શકુ છુ કે તમે એક કુલીન કાન્તા છો! ભારત વર્ષની વનિતાઓને દ્રષ્ટાત લેવા યોગ્ય

એક દેવી છો ! તેથી મ્હારૂ ગુપ્ત રહસ્ય તમને જણાવવામા કઇ હરકત જણાતી નથી

( કફની તથા મુસ્તક પ્રદેશપર વિસ્તારેલી જટા ઉતારી નાખે છે )

લક્ષ્મી ( અત્યત આશ્ચર્ય પૂર્વક )—અહા ! આતો દયાની દેવી ! મ્હને છોડાવવાની ખાતરજ યોગીરાજ બન્યા હતા એમ જણાય છે ! પણ આશ્ચર્ય એજ થાય છે કે વિષયના ધાઢ અધકારમય મહાલયમા પવિત્રતાના દિવ્ય પ્રકાશનો સાક્ષાત્કાર થયો ! બ્હેન ! આપને શુરવીરસિહ શુ સગા થાય ?

સરલા—હુ ક્ષત્રીય જ્ઞાતિની નહી પણ એક વણિકની કન્યા છુ ! સાભળો ?

### હરીગીત છદ

નવ વર્ષપર પિતૃ ગૃહે આનદમા વસતી હતી,
સસારના વ્યવ્હારને ના સમજતી મ્હારી મતી,
આવી અહા ! દીપાવળી અતી હર્ષ ઉર દર્શાવતી,
મુજ અગને શ્રૃગારવા કરી યાચના પાલક પ્રતી           ૧
કચન તણા પરમાણુઓ ના લેશ પણ સુખકાર છે,
તજવા પડયા સ્નેહી સગા ! પરિતાપનો ના પાર છે,
જે દ્રવ્યને માટે જનો રાત્રી દિવસ ચિતા ધરે,
શત્રુ અગર એ મિત્ર છે! વિરલા જનો વ્યાખ્યા કરે.   ૨
તારક નભે અવલોકતી હુ માર્ગમા ઉભી હતી
કો દુષ્ટના અંતરતણી વધી પાપ પક પ્રતિ ગતી
પકડી મને જગલ વિષે ચાલ્યો દયાને પરહરી,
લુટયા બધા આભૂષણો ! સુખ માણવા ઇચ્છા કરી,       ૩

કરતો હતો મુજ ખૂન ! ભાવી બ્હીકને સંહારવા,
પણ પર્ણ ખખડયા વૃક્ષના હિંમત ન ચાલી મારવા !
નિજ જીવન ધનને રક્ષવા એ દૈત્ય દુર ચાલ્યો ગયો !
હિંસક પશુના ભયતણો પ્રારંભ મુજ મનમાં થયો ૪

કિરતારની કરૂણાવડે, વિણ વિઘ્ન કંઈ, રાત્રી વિતી,
પણ "શું થશે મ્હારૂં હવે" એ પ્રશ્નથી વાધી ભીતી
મમ નગર છે બહુદૂર રસ્તે ક્રૂર લુટારા વસે !
મળશે નહિ માતાપિતા ! રે પ્રાણ આ ચાલ્યા જશે ૫

ઉદ્‌ગાર આપત્તી તણા કો વણિકના કર્ણે પડયા,
સમજુ ન કરૂણા શા ? બતાવી, વાટ અંતરમાં વડયા,
કહીં "તાતના કરમાં મુકીશ" ઝટ અશ્વપર નાખી મને,
પ્રતિકાર કરવા કષ્ટનો હું વિનવતી જગનાથને ૬

લાવ્યો મ્હને એ દુષ્ટ નિજ દુષ્કર્મમય મંદિર મહીં,
દે ખાન પાન ઉમંગથી, પણ ના જવા દેતો કહીં,
ઉદ્દેશ મ્હેં જાણ્યો પછી એ વણિકના અંતર તણો,
કર્યો કલ્પના પરિણામની, સંતાપ ઉર વ્યાપ્યો ઘણો ૭

**લક્ષ્મી**—અહાહા ! બ્હેન ! તમારો વૃત્તાંત અત્યંત કરૂણાજનક છે પ્રારબ્ધની પ્રતિકુળતાએ તમને નાની વયમાં અનેક પ્રકારના દુઃખાનુભવ કરાવ્યા વારૂ પણ બ્હેન તમને અરણ્યમાંથી ઉપાડી લાવવામાં એ વણિકનો શો ઉદ્દેશ હતો ! એ સ્પષ્ટ શબ્દોમાં જણાવશો ?

**સરલા**—બ્હેન ! ક્રૂર હ્રદયી કસાઇને પણ કંપાવે એવા કૃત્યમાં હવે વણિકો આનંદપૂર્વક ઉદ્યુક્ત થાય છે. એક પાપી પેટનો ખાડો

પુરવાની ખાતર નિર્દોષ બાળાઓને કોઇ પણ સ્થળેથી ઉપાડી લાવી તેમના જીવનમા હળાહળ વિષ ભેળવવાની નીચતા કરાય છે

લક્ષ્મી—શુ ત્યારે તે તમને વેચવાના ઇરાદાથી ઉપાડી લાવ્યો હતો ? હાય ! ધિક્કાર ! જગતમા નીચતા કેટલી સિમા પર્યંત વધી ગઇ છે એનું આ એક પ્રત્યક્ષ ઉદાહરણ છે

સરલા—બ્હેન ! જે મનુષ્યના અંત કરણમા લોભરૂપી રાક્ષસનો પ્રસંચાર થાય છે તેને અન્યના પરિતાપની પરવા હોતી નથી દ્રવ્ય લોભી હૃદયો સમય આવ્યે સ્નેહ-સબંધ સર્વથા વિસરી જાય છે કોઇ પણ પ્રકારે દ્રવ્યની અભિવૃદ્ધિ કરવામાજ તેમને જીવનનુ સાર્થક સમજાય છે અને તેજ કારણથી શાસ્ત્રકારોએ લોભને અનેક અનર્થને જન્મ આપનાર મહાન્ દુર્ગુણ ગણેલો છે એક દિવસ રાત્રે લગભગ ૧૧ વાગે ઉપરોક્ત મહાન્ દુર્ગુણથી અલંકૃત એ વણિક તથા એક રાજ્ય રાણી સમાન વૈભવ ભોગવવાની વાચ્છના રાખનાર તેમના શેઠાણી, મ્હને એક મનોહરલાલ નામના વૃદ્ધ ગૃહસ્થના હાથમા સોપી, મનમાનતા નાણા કઢાવવાની વાતચીત કરતા હતા, વિના મ્હેનતે વિત્તની વૃદ્ધિ કરી અંતરમા ઉછાળા મારી રહેલી મોઝમજા ભોગવવાની ઉર્મીઓને સંપૂર્ણ રીતે તૃપ્ત કરવાના હવાઈ કિલ્લા ચણતા હતા એમના વાતાલાપમા, સજ્જનહાર, નીતિ, ધર્મ ઇત્યાદી શબ્દોને સ્થાનજ નહોતુ હુ બાજુના ખંડમા શય્યાની અંદર પડી હતી તેઓ મ્હને તો નિદ્રાધીન થએલીજ જાણતા હતા પરંતુ વસ્તુત હુ અર્ધ વિકસીત નયને તેમનો વાર્તાલાપ અત્યંત ધ્યાનપૂર્વક શ્રવણ કરતી આ વણિકને સેનાપતી સુરવીરસિંહ સાથે પણ સારો સંબધ હોવાનુ, તેમની વાતચીત પરથી મ્હને સહેજ

જણાયુ વિષયાંધ મનુષ્યોને પોતાના નીચ હેતુઓ સિદ્ધ કરવા માટે આના નારકી પિશાચો સ્હાયક થાય છે, તેથી તેમની વચ્ચે મૈત્રીનો સબધ હોય એ સર્વથા સભવીતજ છે વળી "એક સ્વરૂપવતી યુવતીને શુરવીરસિંહ જગલમાથી ઉપાડી લાવ્યો, પરતુ અનેક પ્રકારની લાલચો, વૈભવ તેમજ ભય દાખવ્યા છતા તે તેની આધિનતા સ્વીકારતી નથી, અને તેથી તેને કેદ કરવામા આવી છે" એ બાબત પણ મ્હે તે વેળાએ એ વણિકના મુખથી સાભળી હવે મ્હારા નેત્ર રક્તપુર્ણ બની ગયા ગમે તે પ્રકારે અહીંથી નાસી છુટવાનો, તેમજ બની શકે તો એ નિયળવની સુદરીને સકટમુક્ત કરવાનો હૃદયમા દૃઢ સકલ્પ કર્યો, અને બરાબર મધ્ય નિશા પછી ગૃહના સર્વ માણુસોપર નિદ્રાએ પોતાનો સપુર્ણ અધિકાર જમાવેલો જોઇ, મ્હારા નિરાધાર જીવનનુ મુકાન સર્વેશ્વરને સોપી ત્યાથી ચાલી નીકળી અને તે પછી તો જે હકીકત બની તે તમે જાણો છો પ્રભુએ મ્હારા પ્રયત્નને સફળ કર્યો એ જોઇ ઉરમા અત્યત આનદ થાય છે હવે માત્ર મ્હારા પિતા અને બધુ સૌભાગ્યને મળવાની આકાક્ષા અવશિષ્ટ રહે છે

**લક્ષ્મી** (આનદના વેગથી)–શુ **સૌભાગ્ય** તમારા ભાઇ થાય ?

**સરલા**—હા ! સૌભાગ્યનુ નામ દેતા તમે આવેશમા કેમ આવી ગયા !

**લક્ષ્મી**—બ્હેન ! એ મ્હારા સ્વામી થાય !

(ભેટી પડે છે બન્નેની આખોમા હર્ષના આસુ આવે છે !!)

**સરલા**—કહો કહો ! ભાભી ! મ્હારા પુજ્ય વડીલ બધુ કુશલ ક્યા છે ?

લક્ષ્મી—બ્હેન ! તમારા ભાઇ હાલ ક્યાં હશે ? એ પ્રશ્ન ઉપસ્થિત થતાં હૃદય ચીરાઇ જાય છે.

સરલા—ભાભી ! સાવધ ! આ વૃક્ષની પાછળ કોઇ પુરૂષનો અવાજ સંભળાય છે

---

## પ્રવેશ ૨ જો.

સ્થળ—અરણ્ય

પાત્રો—સૌભાગ્ય અને પાછળથી ધીરસિંહ-લક્ષ્મી-સરલા

સૌભાગ્ય—( મનોગત ) અહા ! પુજ્ય મહાત્માની આજ્ઞાને શિરોવંદ્યગણી અત્યાર સુધી તો જીવનને બળાત્કારે નીભાવ્યું, પરંતુ હવે ધૈર્યના બંધન તુટી જાય છે, દેવીનું સ્મર્ણ થતાં હૃદય ચીરાઇ જાય છે ( અલંકારો પ્રતિ દ્રષ્ટિ કરી ) ઓ ક્ષુદ્ર જનોના હૃદયમાં મોહ ઉપજાવનાર રત્ન જડીત્ર અલંકારો ! શું તમારામાં મ્હને શાંતી સમર્પવાનું સામર્થ્ય છે ? નહિંજ ! ઓ બાહ્ય દ્રષ્ટિએ મનોહર દેખાતી રાજ્યસત્તા ! શું તું મ્હારી પ્રિયતમાને ભુલાવી શકવા શક્તિમાન છે ? નહિંજ કદાચ સ્વર્ગનું રાજ્ય પ્રાપ્ત થાય તોપણ શા કામનું ! ઓ પ્રભુ ! હવે તો હદ થઇ, કિંકરના જે અપરાધો અવશિષ્ટ હોય તેના પ્રતિ ક્ષમ્ય દ્રષ્ટિએ નીહાળી, એ દયાની પ્રતિમાના દર્શન કરાવો હાય ! મહારાજા મ્હને અત્યંત ચ્હાય છે પ્રભુની કૃપાથી રાજ્યમાં મ્હારૂં સર્વત્ર અસાધારણ સન્માન થાય છે પરંતુ મ્હારી હૃદય રાણી ! વૈભવથી ભરેલા એ સર્વ સુખો ત્હારા વિના ઝાંખા દેખાય છે, જે વિશાળ મનહર મહાલયની સુંદરતા વિલોકવા નિરંતર મનુષ્યોની

મેદની ભગાય છે તે મ્હને ખાવા ધાય છે પ્રિયા ! જોકે મહારાજા સાથે અનેકવાર આનંદોત્સવમાં ભાગ લઉં છું, પરંતુ હૃદયમાં ગુપ્ત શોક છવાએલોજ હોય છે

( વિચાર નિમગ્ન સૌભાગ્યના કરમાં અચાનક લોહ શૃંખલા જડાઇ જાય છે સૌભાગ્ય આ નૂતન આપત્તીની તત્કાળ કલ્પના કરી શકતો નથી જારણ કે બેડી જડનાર મનુષ્યે પોતાનું મુખ રૂપેણુવસ્ત્રથી આચ્છાદિત કરી લીધુ હતુ )

સૌભાગ્ય—( ભીષણ ગર્જના કરી ) અરે ઓ મૃત્યુના મેદવાર ! કોણ છે તુ આવા વિશ્વાસઘાતી નીચ કૃત્યને અવલબનાર !

ધીંગસિંહ—( મુખપરથી વસ્ત્ર ખસેડી, કટાક્ષ પૂર્વક )—કેમ છો ? મહારાજાના પ્રિય પાત્ર ઉમરાવ !

સૌભાગ્ય—કોણ ધીંગસિંહ !

ધીંગસીહ—હા ! વૈરના પ્રતિશોધની આકાંક્ષા ધરાવનાર હું ધીંગસીહ !

સૌભાગ્ય ! તમે સત્તાના ગર્વમાં અંધ બની એક દિવસ મ્હારૂં અસાધારણ અપમાન કર્યુ હતુ તે પ્રસંગ સ્મરણમાં છે ખરો કે ?

સૌભાગ્ય—હા ! પરંતુ મ્હેં કંઈ એક રાજ્યસત્તાધારી તરીકે તમારૂં અપમાન નહોતુ કર્યુ એમ કરવાનો મ્હારો ઉદ્દેશ માત્ર તમારૂં તેમજ પ્રજાનુ કલ્યાણ સાધવાનોજ હતો, અને તમે પણ મ્હારી માન્યતાને સ્વીકારી ભવિષ્યમાં ન્યાયના પથપર પ્રયાણ કરવાનુ વચન આપ્યુ હતુ

ધીંગસિંહ—સૌભાગ્ય ! તમારી ભયંકર ભુલ થાય છે આધિરસીંહ એટલો બધો કાયર નથી કે થએલા અપમાનને વિસરી જાય.

એ અપમાનની ગગનગામીની જ્વાળા તો તમારા રક્તના સીંચન વડેજ શાન્ત થશે. સૌભાગ્ય ! ધર્મ-નીતિ ઈત્યાદી વ્હેમ તમારા જેવા બાયલાઓના મસ્તિષ્કમાંજ ઉદ્દભવે છે

સૌભાગ્ય—ઓ નીચ ! નરરાક્ષસ ! આખરે ત્હારી નીચ જાત ઉપરજ ગયો ! ખચીત ! તું ક્ષત્રીય નથી પણ ક્ષત્રીય કુલકલંક ક્ષુદ્ર છે ત્હારૂં લાલનપાલન કરનાર રાજપુત વીર રમણી નહિ, પરંતુ કોઇ નીચ જાતીની દાસીજ હોવી જોઇએ નહિતો ત્હારા હૃદયમાં આટલી સિમા પર્યંત નીચતા ન હોય

ધીરસિંહ—સૌભાગ્ય ! જો તું ત્હારૂં હિત ઇચ્છતો હોય તો આ શબ્દના બાણ મારવા અલ્પ સમયને માટે બંધ કર કારણ કે તું હવે મૃત્યુના કિનારાપર ઉભો રહેલો છે જો હવે એક પણ અપમાન સુચક શબ્દ બોલીશ તો હાલને હાલજ ત્હારા જીવનની દોરી કાપી નાખીશ

સૌભાગ્ય—એક સિંહને કપટથી પાંજરામાં પુરી તેના જીવનનો અંત લાવવામાં શુરવીરતા નથી જો ખરો ક્ષત્રીય પુત્ર હોય તો મ્હને બંધન મુક્ત કરી દ્વંદ યુદ્ધ કરવા તૈયાર થા

ધીરસીંહ—હું ચીતોડના રાણા ભીમસીંહ જેવો ભોળો નથી કે હાથમાં આવેલા દુશ્મનને છટકવા દઉં પૃથ્વીરાજ જેવો હું મુર્ખ નથી કે શાહબુદ્દીન જેવા શત્રુને ક્ષમા અર્પી મ્હોતને આમંત્રણ કરૂં !

સૌભાગ્ય—પૃથ્વીરાજ જેવા વિરોચીત ગુણમંડીત નર કેસરીનું ત્હેં અનુકરણ કર્યું હોત તો ત્હારા પ્રત્યે મ્હારા મુખમાંથી આવા તિરસ્કારભર્યાં વચનો કદાપી ન નીકળત.

ધીરસિંહ—અરે પણ હેવાન ! શું તું નથી જાણતો કે એ વિરતાને ધારણ કરવાથી તેને અકાળે મૃત્યુના મુખમા પ્રવેશ કરવાની ફરજ પડી ? સૌભાગ્ય ! ત્હારે નિશ્ચય પૂર્વક માનવુ જોઇએ કે-આ વિશ્વમા નીરંતર કાપટયનુ અવલબન કરનારનોજ વિજય થાય છે ધર્મની ખોટી વ્હેમ ઢકે સાધનાર ઠોકરે અથડાય છે અત્યારે ત્હારી પોતાનીજ પરિસ્થિતિનો ખ્યાલ કર ! અને પછી કહે કે વિજય કોના પક્ષમા જતો દેખાય છે ?

સૌભાગ્ય—ભ્રષ્ટતાના પકમા પડી રહેનાર કીડો પવિત્રતાના પરિમળનો આનદ કયાથી આફી શકે ? દુરાચારના દુર્ગધયુક્ત નિરમા નિવાસ કરનાર નીતિના મહાસાગરની મહત્તા કયાથી સમજી શકે ? દુષ્ટ કર્મો કરી જગતના તિરસ્કારને પાત્ર થવા કરતા મ્હોત સહસ્ત્ર દરજ્જે શ્રેષ્ટ છે જીવનને કલકરૂપી કાળો ડાઘ ન લાગ્યો હોય ત્યા સુધીજ તે આનદમય સમજાય છે જેને હૃદય હોય તેનો પાપની કલ્પના માત્રથીજ વિવ્હળ થાય છે

ધીરસીહ—સૌભાગ્ય ! અત્યાર સુધી હુ ત્હને એક ધીર-વીર અને બુદ્ધિમાન પુરૂષ ધારતો હતો પરતુ હવે મ્હારી ખાત્રી થાય છે કે તુ એક કાયરમા કાયર વ્હેમી અને મૂર્ખ શીરોમણી છે જગતની અદર અત્યારે જે જે પુરૂષો વૈભવના સાગરમા નૃત્ય કરે છે તેમના કર્મ કારસ્થાનોને તપાસી આવ ! શુ સર્વ કગાલ મનુષ્યોના પ્રારબ્ધમા શ્રીમતોની ગુલામગિરીજ સરજાએલી છે ? અને માત્ર શ્રીમતોજ મોજમઝા ભોગવવાનુ લખાવી લાવ્યા છે ? જો એ વાતોને સત્ય તરીકે સ્વીકારવામા આવે તો પ્રભુ પણ અન્યાયી કહી શકાય શુ ગરીબ કજનોના અતઃકરણમા આનદનો ઉપભોગ કરવાની

મહત્વાકાંક્ષાઓ નહિ થતી હોય ? ઉત્કર્ષની ઇચ્છા પ્રત્યેક પુરૂષના હૃદયમા પ્રકટે છે અને ચાતુર્ય વિભુષિત પુરૂષો છળકપટના શસ્ત્રવડે પોતાની ઇચ્છાને સફળ કરવામા વિજયી પણ નીવડે છે માત્ર ત્હારા જેવા વ્હેમી બાયલાઓજ ધર્મ ધર્મ કરી દુખી થાય છે અને આખરે પોતાની એ મૂર્ખતા માટે પસ્તાય છે સૌભાગ્ય ! આ જમાનો સત્યનો નથી જો ! નીતિવાન પુરૂષ આખો દિવસ ગદ્ધા-વૈતરૂ કર્યા છતા નિર્વાહ પુરતુ પણ પ્રાપ્ત કરી શકતો નથી અને ધર્માધતાના પડદા પાછળ રહી પ્રપચની બાજી ખેલનાર ખળપુરૂષોના ગૃહમા દ્રવ્યનુ વિના આમત્રણે પણ આગમન થાય છે વળી વિશેષ ખુબી તો એ છે કે સુવર્ણની વિપુલતાને લીધે તેમના નીચ કૃત્યો છુપાઇ જાય છે અને ઉલટા સમાજમા પ્રતિષ્ઠિત ગ્રહસ્થો તરીકે પુજાય છે

**સૌભાગ્ય**—આવી નીચ-નર્કગામી માન્યતાઓ ત્હારા જેવા શયતાનોજ માન્ય કરે અન્યાયનુ અવલબન કરનાર ભલે બાહ્ય-દ્રષ્ટિએ સુખી જણાતા હોય પરતુ શુ તેમની આતરીક સ્થીતિ કદાપી શાતિદાયક હોઇ શકે છે ! નહિજ પાપનો ઝેરી કીડો તેમના અત કરણને નીરતર ડંખ્યાજ કરે છે ખરા આનદનુ તેમને સ્વપ્ન પણ હોતુ નથી ધર્મ—અને નીતિના નૈસર્ગીક સિદ્ધાતોને અનુ-સરવામા જે આનદ સમાએલો છે તેવો ત્રૈલોક્યમા પણ નથી જગત જરને નહિ ' કિતુ વિશુદ્ધ ચારિત્ર્યનેજ ચ્હાય છે દુર્યોધન રાવણ, શિશુપાળ ઇત્યાદી નૃપો અઢળક દ્રવ્ય અને સત્તાની માલીકી ધરાવતા હતા છતા તેમના આચરણ તિરસ્કારને પાત્ર હોવાથી વગોવાય છે અને હરીશ્ચદ્ર, નળ, રામ ઇત્યાદિ પ્રાત સ્મર્ણીય નૃપોની

વિશ્વમા મક્ત કડે પ્રશસા થાય છે. ઉત્કૃષ્ટ કાર્યોને લીધે તેઓની દેવ તરીકે ગણના થાય છે

ધીરસીહ—ત્યારે શુ તુ મૃત્યુનેજ ચ્હાય છે !

સૌભાગ્ય—મ્હારૂ ચ્હાવુ વ્યર્થ છે કારણકે ધાર્યુ વિશ્વાધારજ થાય છે

ધીરસિહ—એ ત્હારી અધશ્રદ્ધા છે જગતમા વિશ્વાધાર જેવી કોઇ વસ્તુજ નથી.

સૌભાગ્ય—સૂર્યપ્રકાશ સર્વથા સત્ય હોવા છતા ઘૂવડને નિરતર અધકાર પ્રતિત થાય છે !

ધીરસીંહ—સૌભાગ્ય ! મ્હને ત્હારા ઉપર કઇક દયા આવે છે જો તુ મ્હારા મતવ્યમા સમત થઇ તે પ્રમાણે વર્તવા બધાતો હોય અને કરેલા અપમાનના બદલામા મ્હારા ચર્ણોમા શિર નમાવવા તૈયાર હાય તો હુ તને જીવનદાન દેવા ઇચ્છુ છુ

સૌભાગ્ય—ભુલ્યો ધીરસીંહ ! ભુલ્યો ! આ સૌભાગ્ય ત્હારા જેવો હિચકારો નથી કે સહેલાઇથી શિર નમાવે ત્હારા જેવા નીચને શિર તેજ નમાવે કે જે રક્તની ધારા નીહાળી ભયભીત થાય છે ત્હારા જેવા નારકીપીશાચને વદન તેજ કરે કે-જેના હૃદયમા ક્ષુદ્ર જીવનને માટે અનુરાગ દેખાય છે

ધીરસીહ—શુ ત્હને વિકાળ કાળનો કિચીતપણ ડર નથી લાગતો !

સૌભાગ્ય—પ્રભુની પવિત્ર આજ્ઞાઓનુ પાલન કરનારને મૃત્યુ, મિત્ર સમાનજ લાગે છે માત્ર ત્હારા જેવા માનવ સ્વરૂપમા જન્મેલા

ઝાનવોનેજ તે ભયંકર ભાસે છે કારણકે દુષ્કર્મનું દુ:ખદ પરિણામ દુષ્ટ જનોની દૃષ્ટિસમીપ નીરંતર તરવરતુ દેખાય છે અને તેથી "મૃત્યુ પછી કેવી ભયાનક સજા થશે ?" એ પ્રશ્ન નિરંતર કાળજુ કોરી ખાય છે

ધીરસીંહ—સૌભાગ્ય ! હજુ કહુ છુ કે અભીમાનને ત્યાગી દે ખોટી કલ્પનાઓને ખરી માની કીંમતી જીવન એળે ન ગુમાવ કારણકે મનુષ્યજન્મ વારંવાર મળતો નથી.

સાભાગ્ય—એ ઉત્કૃષ્ટ ભાવનામય વાકયનો મર્મ ત્હારેજ સમજવાનો છે કે પ્રભુએ અર્પેલા જીવનને પાપ-પંકથી દુર્ગંધ યુક્ત ન કરવુ જોઇએ તેને તો નીતિ-ધર્મ-દયા-ઇત્યાદી બહુ મુલ્ય અલંકારોથી દીપાવવુ જોઇએ

ધીરસીંહ—( અતિ ક્રોધપૂર્વક ) ખચીત ! ત્હારા આ જન્મમાં સુખ લખાએલુજ નથી માટે ચાલ ! મૃત્યુને ભેટવા તૈયાર થા ! ( કમ્મરમાથી તમંચો કાઢે છે )

( લક્ષ્મી અને શારદા કંપીત સ્થીતિમા છુપાઇને આ દ્રશ્ય જોઈ રહ્યા હતા પરંતુ હવે વાત અણીપર આવેલી જાણી, લક્ષ્મી સર્વેશ્વરના પવિત્ર નામનો ઉચ્ચાર કરી પોતાની પાસે રાખેલી કટાર બળપૂર્વક ધિરસીંહ તરફ ફેકે છે પાપી એક ભયંકર ચિત્કાર કરી પછડાય છે અને અલ્પ કાળમા મોતને આધીન થાય છે )

( લક્ષ્મી હર્ષથી ઉભરાતા હૃદયે પ્રીયતમને વંદન કરે છે )

સૌભાગ્ય—( નેત્રમાથી પ્રેમના અશ્રુ વર્ષાવતો ) કોણ ! મ્હારા હૃદયની વીણા !

લક્ષ્મી—હા ! જીવનેશ ! તમારા આત્મ મદીરથી અળગી પડેલી વીણા સર્વેશ્વરની કૃપાથી સકટના અરણ્યો ભેદીને આજે પુન પોતાનુ સ્થાન મેળવવા ભાગ્યશાળી થાય છે. પિયુ ! મ્હને આપત્તીમાથી મુક્ત કરનાર–આ મ્હારા ચાતુર્ય પડિત નાનકડા નણદજ છે માટે તેમનો જેટલો આભાર માનાય તેટલો ઓછો છે

સૌભાગ્ય—કોણ ! મ્હારી નાની બ્હેન સરલા ! આપ્ત જનોએ જેના અસ્તીત્વની આશા ત્યાગી દીધી હતી તે શુ આજે બધુના હૃદયમા હર્ષનુ પુર લાવવા માટે પ્રત્યક્ષ થાય છે !

સરલા–હા ! મોટા ભાઈ ! દમયતીની શિષ્યા સમાન મ્હારા ભાભીના ઉત્તમ ગુણોપર પ્રસન્ન થઈ પ્રભુએ સર્વના કષ્ટ કાપ્યા હોય એમ જણાય છે

લક્ષ્મી–સરલા બ્હેન ! મ્હને મિથ્યા મોટાઈના પર્વતપર ચડાવ્યા વિના ચાલો ! આપણે એક બીજાની વિતક વાર્તા સાભળવા ઉત્સુક થએલા અતરને તૃપ્ત કરીએ અને પ્રભુએ અર્પેલા આનદદાયક સમયને વ્હાલપૂર્વક વધાવીએ

( ત્રણે જાય છે )

( સૌભાગ્ય રાજમહાલયમા આવી મહારાજાને ધિરસીહના દુષ્કૃત્યોથી માહિતગાર કરે છે અને પરિણામે તેનુ કેવા પ્રકારે મૃત્યુ થયુ તે વૃત્તાત સભળાવે છે મહારાજા, સૌભાગ્યની અલૌકિ- આત્મશ્રદ્ધા અને લક્ષ્મીની સમય સુચ-તા તથા વિરતાની મુક્ત કઠે પ્રશસા કરે છે )



## પ્રવેશ ૩ જો.

સ્થળ—કુસુમબાગ

પાત્રો—સૌભાગ્ય, લક્ષ્મી

**લક્ષ્મી**—વારે લાલા મોહન બંસીવાળા—એ રાગ

આજે સ્વામી દર્શન, સુખ પામી, આનંદ ઉરે ન સમાય
ઉગ્યો ગગને અમૃતધારી ઇન્દુ,
વરસાવે મધુરા સ્નેહ બિન્દુ,
રજની દિસે રઢીયાળી, પ્રેમીપ્રિતમ નિહાળી,
રૂપેરી, ચિર પ્હેરી, પ્રકાશે—આજે
મોહક નયનોની શોભા ભાન ભુલાવે છે,
સ્મિત જાદુ ભર્યું શરમાવે છે,
પ્રિતીની પાઈ પ્યાલી! કરશો શું વશ વ્હાલી,
રસીલા, રંગીલા, છબીલા—આજે

**સૌભાગ્ય**—આજે મ્હારી ભાગ્યદેવીની હૃદય સરિતામાં હર્ષની અનવધિત વૃષ્ટિવડે પુર આવ્યું હોય એમ લાગે છે

**લક્ષ્મી**—હા! હૃદયરાજ! દંપતી જીવનના નૈસર્ગીક માધુર્ય ભર્યો મોના 'હાવ લેવાનો સોનેરી અવસર વિધીના વૈચિત્ર્યને લીધે લુટાઇ ગયા પછી આજે દિર્ઘ સમયે આપના મનોહર મુખનું દર્શન કરવા દાસી પુન ભાગ્યશાળી થાય છે, નિરાશાની અંધકારમયી ખીણમાં ગબડી પડેલી પ્રેમ-ઘેલી પ્રમદાને ચંદ્રિકાનો પ્રકાશ અને આશારૂપી મદદ મળી અંતઃકરણના તુટી ગએલા તારમાં નવચેતનતા પ્રાપ્ત થઇ એ શું ઓછા આનંદનો વિષય છે?

સૌભાગ્ય—ખચીત ! મ્હારી નિર્દોષ-કોમળ કુસુમ વેલડીને પ્રાગ્ભ્ધની પ્રતિકુળતાને લીધે સ કટના અનેક આઘાત સહન કરવા પડયા

લક્ષ્મી—જુઓ પ્રાણ ! સૂર્યાસ્તનો સમય કેવો સુદર ભાસે છે ?

સૌભાગ્ય (સ્મીત યુક્ત વદને) હા ! પણ એ સુદરતામા ચડતી પડતીના મહાન્ મત્રનુ ગુપ્ત રહસ્ય સમાએલુ છે મ્હારી મન મોહક ! હવે ત્હારો ભરથાર પ્રથમની માફક શૃગારની જાળમા જકડાએલો નથી ભોગ વિલાસના ક્ષણિક સુખમા જીવનનુ સાર્થક માનતો નથી હવે તો રગેરગમા-રૂધીરના પ્રત્યેક પરમાણુમા કર્ત-વ્યની ભાવના સ્ફુરી રહી છે

લક્ષ્મી—કહો ! ત્યારે નાથ ! સમાજહિતના પ્રશ્નોમા આપણે પહેલા કયા કાર્યને હાથ ધરવુ ઉચિત છે ?

સૌભાગ્ય—પ્રિયા ! મ્હને પ્રાપ્ત થએલા અનુભવ ઉપરથી એક સિદ્ધાત મ્હારી દ્રષ્ટિ સમીપ દેખાય છે, અને તે એ કે જીવન-પ્રવાસ સફળ કરવો હોય તો, હૃદયને અનુકુળ-ધાર્મીક જ્ઞાનથી અલ કૃત અબળાની પ્રથમ જરૂર છે આજે ભારત વર્ષમા અનેક સ્થળે ધાર્મીક અને નૈતીક જ્ઞાનના અભાવે અબળાઓની અધોગતી થએલી જણાય છે, અને તેને લીધે પુરૂષ વર્ગના સુખમા પણ હળાહળ વિષ ભેળાએલુ પ્રતિત થાય છે, માટે પ્રથમ અહીંયા આપણા માન-વ તા નૃપાળના ઉદાર આશ્રય નીચે એક મહાન "અબળાશ્રમ" સ્થાપવુ જોઇએ, કે જેની અ દર વિદ્વાન શિક્ષિકાઓદ્વારા બાળાઓને બાળપણથીજ ઉચ્ચ પ્રકારનુ કર્તવ્ય જ્ઞાન આપવાની ગોઠવણ થાય દુર્ભાગ્ય યોગે વિધવાવસ્થા પામેલી, સાધન રહીત દુ ખી અબળાઓને

સત્કાર ભયો આશ્રય મળે, પરિબ્રહ્મના પુનિત ચર્ણપકજમા મન પરોવાય એવા પ્રકારના જ્ઞાનામૃતનુ તેમનાપર અખડિત સિચન થાય

લક્ષ્મી ( અત્યત હર્ષપૂર્વક )—અહા ! પ્રિયતમ ! કેવી રમ્ય ભાવના ! પ્રભુ એ મીઠી ભાવનારૂપી વાટિકાને સફળતાના સુવાસિત પુષ્પોથી પ્રફુલ્ર બનાવો

સૌભાગ્ય—અવશ્ય બનાવશે ! જો જો પ્રિયા ! સામેની વૃક્ષ-રાજીમાથી સગીતનો સુર સભળાય છે

" શ્રૃષ્ટિ તણુ સૌદર્ય કેવુ નેત્ર-પ્રિય જણાય છે,
કલરવ મીઠો સુણી પક્ષીનો સકષ્ટ ઓછુ થાય છે
ના સ્વાર્થમય વ્યવ્હાર અહીં કિચીત અવલોકાય છે,
અકળિત કૃતી અતિ જગપતી ! નિરખી મતી મુઝાય છે "

લક્ષ્મી—પિયુ ! સગિતમા વૈરાગ્યનો રગ સ્પષ્ટપણે વિલોકાય છે ચાલો, જરાક પાસે જઇ તે પુરેપુરૂ સાભળીએ કોઈ યોગી હોય એમ લાગે છે દેશભક્તિના ચિત્વન સમયે પ્રભુ પુજનમા પરમાનદ માનનાર મહાત્માના દર્શન થાય એ પણ એક ભાવિ વિજયનુ ચિન્હજ ગણાય ( પાસે જાય છે )

**હરિગીત છદ**

" છળથી ભરેલા નગર કરતા સ્થાન આ સુખકાર છે,
પરિમલ મધુર ઉર વ્યથિતને શાતિ રૂડી દેનાર છે
આનદ નૈસર્ગિક તજી જન મોહમા લલચાય છે,
વિધુત તણા ચમકાર સમ સુખને પકડવા જાય છે
હુ પણ પ્રથમ મુજ જીદગીમા સુખ એ ચ્હાતો હતો,
કરવા વધારો દ્રવ્યનો ઉત્સુક બહુ થાતો હતો.

અનુભવ વિના મન અશ્વ હા ! દુઃખમય દિશામા જાય છે,
સદ્બોધના સિંચન વિના ના સત્ય વસ્તુ જણાય છે
જે લક્ષ્મી કેરા લોભથી પ્રિય પુત્રને અળગો કર્યો,
ના પુણ્ય પાપ તણો જરીય વિચાર અંતરમા ધર્યો
જે દ્રવ્ય માટે રાત્રિદિન ચીંતા પ્રદેશ વિષે ફર્યો,
નિર્દોષના લગ્નને નિસાસા ! કુંભ પાપ તણો ભર્યો
જે અર્થને આધિન થઈ ના ધર્મની પરવા કરી,
ત્યાગી સરિતા નિર્મળી ? જળ મલિનમા દ્રષ્ટિ ધરી
સાર્થક કર્યું ના જીવનનુ ભવભયવિદારકને સ્મરી,
મોહાંધ થઈને વિષમા ? અમૃત ધારા પરહરી
ઉદધી ઉતરવા પાર મ્હે કાગળ તણી હોડી કરી,
મંથન કરીને નીરનુ ઘૃત પામવા ઇચ્છા ધરી
સાચા તજી દંભ સતને પાખંડમા રાખી રતી,
દુષ્કર્મ મ્હે કીધા ઘણા પામુ હવે દુઃખ દુર્મતી
ત્યાગી મનોહર પુષ્પ કંટક વૃક્ષનો રાગી થયો,
માળા મુકી મુક્તા તણી મમ પ્રેમ પત્થરમા ગયો
સમજ્યો ન લાભાલાભ હા ! ઉદ્યોગ ઉંધો આદર્યો,
જાણ્યા છતા વિષધર ભયંકર ! મુખમા બાહુ ધર્યો
જે દ્રવ્યને ગણી કિંમતી મ્હે પ્રાણ પેરે જાળવ્યુ
દઈ દંશ અણધાર્યો અહા ! પળ માત્રમા સળગી ગયુ
"ચંચળ ગતી લક્ષ્મી તણી" એ સત્ય આજ જણાય છે
બાજી ગુમાવી હાથથી ! રે હૃદય ફાટી જાય છે
સુખકારિણી યાચક તણી આશીશ ના પામ્યો કદા

ના દાખવ્યું ઔદાર્ય ! સહરવા દુખીની આપદા
અઢળક છતાં ધન ! ના કીધું રૂણ માતૃભૂમિનું અદા
શા કામનું હાં'પણ હવે ચાલી જતાં સૌ સંપદા
લક્ષ્મી તણાં આકર્ષણે મમ પાસ લોકો આવતા
ઔદાર્ય ન્હોતું તે છતાં, શિર ચર્ણમાં ઝોકાવતા
અધિકારીઓ પણ " શેઠજી " કહી માન ઝાઝું આપતા
મિથ્યા ગુમાની હાય હું વિસરી ગયો કર્તવ્યના
કલ્પી શક્યો ના એ વખત ! કે, ચાર દિનની ચાંદની
પશ્ચાત્ અંધાર પોખ્યું નહિ ! વૈભવ માંડી અંધો થયી
સંધ્યા સમય સમગ્ર છે એ વાત હું વિસરી ગયો
ચાતા પરિવર્તન દશા કરૂ, હવે જાગૃત થયો
સત્કાર સ્નેહી વર્ગનો હા ! કયાં ગયો સંકટ સમે !
કયમ કોઇને મુજ મુખનું લવલેશ ના દર્શન ગમે !
આપત્તીના પડતાં ગિરી ! ના કોઈ સાથી થાય છે
મુજ અવદશા અવલોકીને કો અંતરે હરખાય છે "

સાૈભાગ્ય—(સંગિત પુર્ણ થયા પછી) લક્ષ્મી ! આ તો મ્હારા પુજ્ય પિતાશ્રી ! માયાની મોહક જાળને તોડી નાખી પ્રભુચર્ણ પંકજના અનુરાગી થવા પ્રયત્ન કરતા જણાય છે ! આશ્ચર્ય !

લક્ષ્મી—વ્હાલા ! સમય પલટાયો હતો ત્યારે પ્રિયજનના મિલનની આશામાં પણ નિરાશાનુંજ અવલોકન થતું હતું હાલ ભાગ્યની અનુકુળતા થતાં આપ્ત વર્ગનો અનાયાસે મેળાપ થાય છે

( વૃક્ષરાજીમાં સ્વગત્ ઉદ્દગાર કાઢતો લક્ષ્મીલાલ નેત્ર ઉઘાડે છે સાૈભાગ્ય-લક્ષ્મી પગે પડે છે )



# ઉપસંહાર.

૧ બીજે દિવસે સૌભાગ્યની માગણીથી, મહારાજા કનકસિંહના પ્રમુખપણા નીચે એક ભવ્ય મેળાવડો કરવામા આવે છે અને ભારતવર્ષની ભામિનીઓના ઉદ્ધારાર્થે એક મહાન અબળાશ્રમની યોજના નક્કી થાય છે

૨ લક્ષ્મી અને સરલા આ અબળાશ્રમના કાર્યક્ષેત્રમા અગત્યનો ભાગ ભજવે છે પોતાના દેશની દિન-અજ્ઞાન અબળાઓને જ્ઞાનાલકૃત કરવામાજ જીવનનુ સાર્થક માને છે

૩ લક્ષ્મીલાલના ઉરમા હવે દ્રવ્ય લોભ કે મોહમાયાનો અધકાર પ્રવેશી શકતો નથી કારણ કે તેણે પ્રભુ ભક્તિના પ્રભાવ વડે હૃદય-મદિરને અત્યત પ્રકાશિત બનાવ્યુ છે હવે તેને દુખીજનોની સેવામાજ આનદ માલુમ પડે છે પોતાને પ્રાપ્ત થએલ જ્ઞાનનો લાભ તે કોઇ કોઇ વાર અબળાશ્રમની અબળાઓને પણ આપે છે

૪ શુરસિંહનુ સર્પદશથી અચાનક મરણ નિપજવાથી, મોહક માનુની મેળવવાના વિચારમા એકતાર થયેલા પ્રેમ-ઘેલા સન્દારને કઇ શિક્ષા સહન કરવી પડી નહિ

૫ સરલાને ઉપાડી જનાર-વિના મ્હેનતે માલદાર થવાની વાઞ્છના રાખનાર લાલદાસ વણિકના સર્વ હવાઇ કિલ્લા જમીનદોસ્ત થઇ ગયા છે

લાલદાસ જેવા અનેક મનુષ્યો હજુ પોતાની નીચ ધારણામા કોઈ કોઇ વાર ફાવી જાય છે, પરતુ કન્યાવિક્રય કરનાર ગઘ્ઘસોને ભોગ પડતી અનેક બાલિકાઓને હવે રમણિકપુરના અબળાશ્રમમા કર્તવ્યજ્ઞાન અર્પાતુ હોવાથી ભવિષ્યમા એ નર્કગામી ચાલ નષ્ટ થવાની આશા બધાય છે

**સમાપ્ત.**

## અગાઉથી ગ્રાહક થનાર ઉદારચિત્ત ગૃહસ્થોનાં નામ.

**સાઠંબા.**

૪૦ નામદાર ઠાકોર સાહેબ શ્રી રતનસિંહજી
૫ નામદાર સાહેબ પિતાંબરદાસ શંભુરામ
૧ શ્રીયુત રેવાશંકર અનોપરામ
૧ ,, આદિતરામ મોરારભાઇ
૧ ,, ભાઇચંદ નંદલાલ
૧ ,, ચુનીલાલ કાળીદાસ
૧ ,, રામચંદ જયચંદ
૧ ,, મોહનલાલ મળચંદ
૧ ,, મુળજી કેશવરામ
૧ શ્રીયુત મણિલાલ આર ગુપ્ત
૧ ,, રસુલમીયા લાલુમીયા
૧ ,, હીરાલાલ કેદારલાલ
૧ ,, હાલાજી જાલમજી
૧ ,, રેવાશંકર કીરપારામ
૧ ,, મણિલાલ અમૃતલાલ
૧ ,, મહમદખાં (જમાદાર)
૧ ,, ચુનીલાલ જેઠાલાલ
૧ ,, સોમચંદ ભોગીલાલ
૧ ,, પ્રાણલાલ કસ્તુરચંદ
૧ ,, મગનલાલ છોટાલાલ
૩ શ્રીયુત શંકરલાલ મળચંદ
૧ ,, ડાહ્યાલાલ લીલાધર
૧ ,, જેઠાભાઇ નથુભાઇ
૧ ,, નાથાભાઇ મોતીભાઇ
૧ ,, મોતીભાઇ નથુભાઇ
૧ ,, શંકરલાલ મગનજીભાઇ
૧ ,, છગનલાલ કેશવરામ
૧ ,, શંકરલાલ વિરચંદ
૧ શ્રીયુત ચુનીલાલ મળચંદ
૧ ,, હરગોવિંદ મળચંદ

**વડોદરા.**

૧ શ્રીયુત છગનલાલ મગનજીભાઇ
૧ ,, શિવલાલ ધરમચંદ
૧ ,, ગોરધનદાસ નારણદાસ
૧ ,, છોટાભાઇ મગનભાઇ
૧ ,, હરગોવંદ કરસનદાસ
૧ ,, કેશવલાલ અમૃતલાલ.
૧ શ્રીયુત મગનભાઇ શંકરભાઇ કૉન્ટ્રાક્ટર

**ધરમડી.**

૧ શ્રીયુત રણછોડલાલ નિત્યારામ

**શીકા.**

૨ શ્રીયુત સોની મૂળજી ધરમચંદ

## માલપુર.

૨ શ્રીયુત મગનલાલ બાપુજી

## અમદાવાદ.

૫ શ્રીયુત શેઠ મણિલાલ રેવાદાસ
૫ ,, જેઠાલાલ ન્યાલચંદ
૧ , ઇશ્વરલાલ પરસોતમ
૨ , ગાંડાલાલ ત્રીભોવનદાસ
૧ , નાગરદાસ કસ્તુરચંદ
૧ , મોહનલાલ લલ્લુભાઇ
૧ ,, ઉમાશંકર અનુપરામ
૧ ,, મણીલાલ આશારામ
૧ છોટાલાલ છગનલાલ
૧ , મંગળદાસ મહાસુખરામ
૧ ,, પ્રાગજીભાઇ મણિલાલ
૧ , મંગળદાસ પુરસોતમ
૧ ,, બાપાલાલ ત્રિકમલાલ
૧ ,, સોમચંદ હઠીચંદ
૧ ,, ચુનીલાલ ખેમચંદ
૧ ,, મોતીલાલ ગોકળચંદ
૧ ,, ક્રોદરદાસ ચુનીલાલ

## માણસા.

૨ શ્રીયુત દેવીદાસ મગનલાલ

## વડાગામ.

૧ શ્રીયુત ભાઇચંદ ઝવેરદાસ
૧ ,, વાસુદેવ શામળદાસ
૧ ,, દલસુખરામ મોતીરામ
૧ ,, નાથાલાલ મગનલાલ
૧ ,, ખેમચંદ નાથજીભાઇ
૧ , કેશવલાલ રણછોડદાસ
૧ ,, મગનલાલ શાન્તીદાસ

## હિંમતનગર.

૫ શ્રીયુત નરસિંહભાઇ દેવચંદ
૫ ,, જીવરામ રત્નેશ્વર
૨ ,, અંબાલાલ વિઠ્ઠલદાસ
૨ ,, જમાલખાં નુરખાં
૧ ,, અંબાલાલ મગનલાલ
૧ ,, આત્મારામ આશકરણ
૧ ,, નરોતમ જગજીવન
૧ ,, ભાથીજી ગોબરજી
૧ ,, મગનલાલ ઇશ્વરચંદ
૧ ,, મણીલાલ સાંકળચંદ
૧ ,, દેવશંકર ક્રોદરલાલ
૧ ,, પુનમલાલ લીલાધર
૧ ,, હરિશંકર ત્રિભોવન
૧ ,, મગનલાલ પ્રેમચંદ

## સાદરા.

૧ શ્રીયુત નાથાલાલ ગોપાળદાસ
૧ ,, નાથાલાલ લલ્લુભાઈ

## એડાવાડા.

૫ ઠાકોર સાહેબ શ્રી બહેચરસિંહજી
૧ શ્રીયુત લલ્લુભાઇ રણછોડદાસ

## હાપા

૫ ઠાકોર સાહેબ શ્રી વખતસિંહજી

## સાદરણા.

૧૦ શ્રીયુત છીતાભાઈ રણછોડદાસ

## મુંબઈ.

૧ ,, શંકરલાલ કોદરલાલ
૧ ,, કાલીદાસ ખુશાલદાસ
૧ ,, માણેકલાલ ગોકળદાસ
૧ ,, રેવાભાઇ શામળદાસ
૧ ,, પુનમચંદ હીંમતરામ
૧ ,, અબ્દુલકાદર મહમદહુસેન
૧ ,, અંબાલાલ છગનલાલ
૧ ,, અહમદ ઉસ્માન સાહેબ
૧ ,, મહમદ મીઠા
૧ ,, નરસિંહભાઇ કાલીદાસ

## ચોખલા.

૧ શ્રીયુત મનસુખલાલ મગનલાલ
૧ ,, શામળદાસ કરમનદાસ
૧ ,, દેવચંદ બહેચરદાસ
૧ ,, બહેચરદાસ મગનલાલ
૧ ,, મોતીલાલ રામચંદ્ર
૧ ,, નાથાલાલ છગનલાલ
૧ ,, જેઠાલાલ પુંજાલાલ
૧ ,, પાનાચંદ કાળીદાસ
૧ ,, ડુંગરચંદ ગુલાબચંદ
૧ ,, શીવલાલ મરીદાસ
૧ ,, જેચંદદાસ મળચંદ
૧ ,, ગણપત હરગોવીંદ
૧ ,, નરસિંહદાસ રણછોડદાસ
૧ ,, પરસોતમદાસ લાલચંદ
૧ ,, જમનાદાસ કલ્યાણદાસ
૧ ,, જેચંદદાસ કલ્યાણદાસ

## મુડેટી.

૧ શ્રીયુત હરગોવિંદ કાશીદાસ
૧ ,, ફકીરદાસ વિરમજી
૧ ,, મોતીરામ ખેમચંદ
૧ ,, જીવરાજ દલુચંદ
૧ ,, સખમલ નરખચંદ
૧ ,, ભાઇચંદ ગુલાબચંદ
૧ ,, વીરચંદ પાનાચંદ
૧ ,, કોદર લખમીચંદ
૩ શ્રી ગોરેલ વાચનાલય

### આણંદ.

૧ ડાક્ટર સાહેબ છોટાલાલ હરીલાલ
૧ શ્રીયુત ચુનીલાલ જેઠાદાસ
૧ ,, નથુભાઈ નાયચંદ
૧ ,, હરચંદ ફતેચંદ
૧ ,, મનસુખલાલ દામોદર
૧ ,, મગનલાલ મનુકચંદ
૧ ,, વૈદ્ય મોહનલાલ રાજારામ
૧ ,, અંબાલાલ ધનેશ્વર
૧ ,, હમીરસિંહ રતનસિંહ
૧ ,, હીરાચંદ ત્રીભોવનદાસ

### સુરસોલી.

૧ શ્રીયુત ભોગીલાલ કાશીદાસ

### જાદર.

૨ શ્રીયુત અંબાલાલ ખેમરામ
૧ ,, ગોભારામ બહેચર
૧ ,, ત્રીભોવન કૃષ્ણારામ
૧ ,, રણછોડલાલ ગીરધર
૧ ,, લલુભાઈ કેવળદાસ
૧ ,, નાથાભાઈ (સ્ટેશનમાસ્તર)

### ચવણા.

૧ શ્રીયુત લીલા મહેચર
૧ ,, ખેમરામ શંભુરામ
૧ ઠાકોર શ્રી સંગ્રામસિંહજી
૧ શ્રીયુત ચંદુલાલ આત્મારામ

### ઓડ.

૨ શ્રીયુત શંકરલાલ ગુલાબરાય
૧ ,, મગનલાલ ગીરધરદાસ
૧ ,, મુળસિંહ હરલાલજી

### કરમસદ.

૧ શ્રીયુત મોતીભાઈ નરસિંહભાઈ

### વાડાશિનોર.

૧ શ્રીયુત રતિલાલ ચુનીલાલ

### ઠાસરા.

૧ શ્રીયુત રતિલાલ કેશવલાલ

### ભૂતાવડ

૧ ઠાકોર શ્રી હમીરસિંહજી

### રાયગઢ

૧ શ્રીયુત છોટાલાલ મણિરામ

### પુનાસણ.

૧ ઠાકોર શ્રી ઉમેદસિંહજી

### ભેટાલી.

૧ ઠાકોર શ્રી સમેલસિંહજી

## પીજ.

૬ શ્રીયુત ચતુરભાઈ નેમાભાઈ
૧ ,, છગનભાઈ મુળજીભાઈ

## વિસનગર.

૧ શ્રીયુત નરસિંહપ્રસાદ હરિપ્રસાદ
૧ ,, ચીમનલાલ રામદાસ

## વસો.

૧ શ્રીયુત નાથજીભાઈ છોટાભાઈ

## ચનાસ.

૧ શ્રીયુત દામોદર ગોવિંદજી
૧ ,, બળદેવદાસ વિઠ્ઠલદાસ
૧ ,, અંબાલાલ છગનલાલ
૧ ,, અમાજી મુળજીભાઈ

## સણસોલી.

૧ શ્રીયુત રણછોડદાસ પુરસોતમ
૧ ,, અંબાલાલ દ્વારકાદાસ

## હુંજ

૧ ગ. ગ. મુલજી વિશ્વનાથ

## વિરપુર (વાડાશિનોર).

૧૦ શ્રીયુત નાહનાલાલ હરગોવિંદદાસ
મહાલકારી સાહેબ

## ગામડ.

૨૦ નામદાર ઠાકોર સાહેબ
શ્રીરૂપસિંહજી
૧૦ શ્રીયુત મણિલાલ નામળીદાસ
૨ ,, દલીચંદ વરજુદાસ
૭ ,, રાયચંદ ગંગાદાસ
૫ ચુનીલાલ નાનચંદ
૫ ,, કરમનદાસ ગુલાબચંદ
૫ ,, ગોકળદાસ ભાઈચંદ
૫ ,, કાળીદાસ અંબાઈદાસ
૨ જયચંદ લવજીદાસ
૧ ,, ચુનીલાલ ધરમચંદ
૧ ,, શીવરામ બહેચર
૨ ,, જયચંદ હેમચંદ
૪ ,, ભોગીલાલ બહેચરદાસ
૨ ,, ભોગીલાલ રેવાચંદ
૧ ,, જયચંદ નાનચંદ
૬ ,, જીવરામ લાલજીભાઈ
૫ ,, રણછોડલાલ દેવચંદ
૩ શ્રીયુત ભગવાન કાળીદાસ

૧ ,, ભોગીલાલ મગનલાલ
૧ ,, હરગોવિંદ જેઠારામ
૧ ,, છોટાલાલ શામળદાસ
૧ ,, જયચંદ મનોરદાસ
૧ , શીવલાલ રામચંદ
૨ ,, નાથારામ ગુલાબરામ
૦ ,, નરસિંહદાસ હરજીવન ગાંધી
૧ ,, હરગોવિંદ છગનલાલ
૨ ,, મુળજી કોલાદાસ
૨ ,, રેવાચંદ રામચંદ તાલુકા માસ્તર
૨ ,, હીરાચંદ મયાચંદ બાયડ માસ્તર
૨ ,, મુળજી રેવાચંદ
૩ ,, જેઠાલાલ દેવચંદ
૫ ,, દ્વારકાદાસ ધરમચંદ
૭ ,, ચુનીલાલ નરસિંહદાસ
૭ , શંકરલાલ સાંકળચંદ કાછીયા
૧ ,, ભાઈચંદ માણેકચંદ શાહ
(હેડમાસ્તર મોડાસા હાઇસ્કુલ)

**મોડાસા.**

૧ શ્રીયુત મણીલાલ મગનલાલ

**અણીયોર.**

૧ શ્રીયુત મૂળચંદ દલુચંદ

૧ ,, બહેચરદાસ કાળીદાસ
૧ ,, પુંજાલાલ ખેમચંદ
૧ ,, નાથજી કીશોરદાસ
૧ , બહેચરદાસ ખુશાલદાસ
૧ ,, ભોગીલાલ મનસુખદાસ
૧ ,, પ્રતાપસિંહ ગુલાબસિંહ
૧ ,, જમીયતરામ બહેચરદાસ
૨ ,, દેવશંકર પીતાંબરદાસ નગારી
૨ ,, દલસુખ નાનચંદ
૨ ,, મથુરભાઈ મોતીભાઇ
૧ ,, શંકરલાલ કુબેરદાસ
૭ ,, હરગોવિંદ શીવલાલ
૨ ,, કેદારલાલ કાળીદાસ
૧૭ ,, અંબાલાલ કાલીદાસ

**વડાલી.**

૧ શ્રીયુત નાનચંદ ગુલાબચંદ શાહ
હેડ માસ્તર-વડાલી સ્કુલ
૧ ,, શંકરલાલ મણિલાલ
૧ ,, મોતીલાલ બાદર
૧ ,, કડુમીયા એદલમીયા
૧ ,, મસ્તુ નાથુ

**ટોરડા.**

૧ ઠાકોર શ્રી દોલતસિંહજી

**બહીયલ.**

૧ શ્રીયુત માણેકલાલ મગનલાલ

**આતરસુંબા.**

૧ શ્રીયુત ચીમનલાલ સાકળચંદ
૧ ,, નંદલાલ કેશવલાલ
૧ ,, હરિલાલ અંબાલાલ

**ખેડા.**

૧ શ્રીયુત કાન્તીલાલ મણીલાલ

**કઠલાલ.**

૧ શ્રીયુત ચંદુલાલ સોમાલાલ

**માલપુર.**

૧ ,, અંબાલાલ અમીરામ
૧ ,, જયચંદ રણછોડ
૧ ,, પ્રેમચંદ વિરચંદ
૧ ,, ગૌરીશંકર તલાટી
૧ ,, મુકુન્દસિંહ માધવસીંહ

**વસાદરા.**

૨ શ્રીયુત તુલસીદાસ નારણજી

**ડેમાઈ.**

૧ શ્રીયુત હરગોવિંદ ગોપાલદાસ
૧ ,, સાકળચંદ મનસુખલાલ

**ભાનેર.**

૧ શ્રીયુત અંબાલાલ ઇશ્વરલાલ
૧ ,, માણેકલાલ ભોગીલાલ
૧ ,, અંબાલાલ નંદલાલ

**ઉગરેઠ.**

૧ શ્રીયુત ગટુલાલ મગનલાલ

**હળદરવાસ.**

૧ શ્રીયુત મોહનલાલ મગનલાલ
૧ ,, ફુલચંદ પાનાચંદ

**સરડોઇ.**

૫ ,, ત્રીકમલાલ લાલજીભાઈ મીસ્ત્રી

**ભીલોડા.**

૧ ગ. મણિલાલ ભગવાનદાસ

**વિરપુર.**

૧ શ્રીયુત કોદરલાલ ગુલાબરામ

**વડાલી.**

૧ શ્રીયુત ડાયાલાલ ખુબચંદ

**ધનસુરા.**

૧ શ્રીયુત સોમાલાલ કસ્તુરદાસ
૧ ,, જમનાદાસ સાકળચંદ
૧ ,, પ્રેમચંદ કાળીદાસ
૧ ,, દામોદર સાકળચંદ

### ઉભરાણ.

૧ શ્રીયુત મગનલાલ ખુશાલદાસ
૧ ,, છોટાલાલ શીવલાલ
૧ ,, કોદરદાસ સામળદાસ
૧ ,, મગનલાલ કોદ્યાદાસ

### બાદરપુરા.

૨ શ્રીયુત શંકરલાલ કાળીદાસ
૧ ,, નાણુછોટલાલ હરિભાઈ

### ટાકાટુકા.

૧ શ્રીયુત મનુભચંદ કસ્તુરદાસ
૧ ,, ઉસ્માનભાઈ ઇભિરામભાઈ
૧ ,, જમાલભાઈ જીવાભાઈ
૧ ,, મોહનલાલ પ્રાણનાથ
૧ ,, દલસુખ હરીરામ
૧ ,, નરસિંગ પલુ
૧ ,, જાનકીદાસજી
૧ ,, સાકળચંદ મલુકચંદ
૧ ,, હીરાચંદ વેણુચંદ

### દેસણ.

૩ શ્રીયુત કાળીદાસ બહેચર
૧ ,, ગોવિંદરામ હરીરામ
૧ ,, દામોદર ભવાનીશંકર
૧ ,, ગોપાળસ્વામી
૧ ,, અંબાલાલ દામોદર
૧ ,, પ્રેમાનંદ રાજારામ
૧ ,, ચીમોડા ઠાકોર સાહેબ
૧ ,, વિઠ્ઠલ વહાલજી
૧ , જીવરાજ છગનલાલ
૧ ,, બાદર હીરાચંદ
૧ ,, જીવરાજ ભાઇચંદ
૧ , હીરાચંદ પદમશી
૧ ,, ભાઇચંદ રામચંદ
૧ ,, કોદર મયાચંદ
૧ ,, મુલચંદ રેવચંદ
૧ ,, વીરચંદ વેણીચંદ
૧ ,, કોદરલાલ મોતીચંદ
૧ ,, અમથાલાલ હીરાચંદ

